# નિરદોષ જુલીઆ

અને

# તેનો વેહેમી ભરથાર.

એક વારતા.

બનાવનાર,
કાવસજી દોરાબજી પાંડે

નીરદોષ ઉપર નિરદય થવું એછે નિર્લજગાનું કામ,
જાલમ ઉપર જુલમ કરવો એછે જબરદસ્તનું કામ.

મુંબઈ,
દફતર આશકારા છાપાખાના મધે,
રૂસતમજી નવરોજજી ખંબાતાએ છાપયું છે.
કોટ—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, નાં ૧ તથા ૧૧.

સને ૧૮૭૯ ઇસવી.

૧૨૮૪

# નિરદોષ જુલીઆ

અને

# તેનો વેહેમી ભરથાર.

એક વારતા.

બનાવનાર,

કાવસજી દોરાબજી પાંડે.

નીરદોષ ઉપર નિરદય થવું એછે નિર્લજરાનું કામ,
જાલમ ઉપર જુલમ કરવો એછે જબરદસ્તનું કામ.

મુંબઈ,

દફતર આશકારા છાપાખાના મધે,

રૂસતમજી નવરોજજી ખંબાતાએ છાપયું છે.

કોટ—બેહરામજી હોરમજજી સ્ટ્રીટ, ના૦ ૬ તથા ૧૧.

સને ૧૮૭૯.

# દીબાચો.

કીર્તીવંત કીર્તારની આ પૃથ્વી ઉપરની બનાવટોમાં સર્વેથી ઉત્તમ બનાવ: **માણસ**છે, અને મનુષ્યને બખ્ખશેલી બખ્ખશેશોમા સર્વેથી ઉત્તમ **મનશકતી**છે. કાળાં માથાંનું માનવી. આ પોતાની ઉમદા બખ્ખશેસના બળથી સઘળી ઉતમી ઉપર સાહેબી ભોગવેછે, અને પોતાના ભાઈ ભાંડુંઓ, સ્વદેશીઓ અને જાતભાઈઓ તરફ પોતાથી બનતી તન, મન અને ધનની મદદ કરવાને લાએક થાએલુંછે.

પોતાનો ફુરસદનો વખ્ખત ન ગુમાવી આસપાસ બનતા બનાવોનો વીચીત્ર દેખાવ નજરે જોઈ, ઉપ્પોગમાં લાવવો, અને દુનીઆના કામકાજના સંબંધમાં આવતા માણસોની વીચીત્ર ચાલચલણ જાહેરમા જણાવવી તથા માણસની એકમેક તરફની ફરજ કેમ બજાવવી, એ સઘળું જાહેર કરવાના શોખને માટે અને ગુજરાતી વાંચનારાઓમાં વાર્તાઓનો શોખ વધી પડવાને લીધે વાર્તાનાજ આકારમાં આ સઘળું બતાવવું જોઈએ એમ ધારી, આ નાહાનું પુસ્તક જાહેરમાં લાવવાની મારી પેહેલીજ યત્ન કરૂંછું.

પ્રીય વાંચનાર, મારે કબુલ કરવું જોઈએ કે આ મારી પેહેલીજ યત્ન હોવાને લીધે એ લખાનમાં કેટલીક કસુર અને ખાંમીઓ કદાચ હોયતો તે વીશે આ ઠેકાંણે હું તમો પાસેથી દરગુજર ચાહુંછું.

હાલ વાંચનારાઓમાં, દુનીઆમાં નહી બની શકે એવા, અથવા બનેતો કદાચજ બને એવા ભએઅંકાર દેખાવોનું વર્ણન, અલાદીનના ફાનસના જોરથી, મલતા ગંજાવર હીરા, માણેકના બાગો, તથા જાદુઈ અશમાઓમાંથી દીસતા સોના તથા રૂપાના ચરૂઓની વાર્તાઓ વાંચવાનો અતીઅંત શોખ વધી પડયોછે, તેથી મને ભય લાગેછે કે આ મારી વાર્તા જેમાં એવું કસુંએ સમાવેલું નથી, તે કેટલાક વાંચનારાઓમાં શોખ, પેદા કરશે નહી.

આ વાર્તાની મુખ્ય મતલબતો સ્ત્રીની પોતાના પ્યારા ભરથાર તરફની ફરજ અને તેથી ઉલટું એક ભરથારની બેવકુફાઈ અને પોતાની સ્ત્રીની તપાસ લેવાનો એક નમુનો, તથા નોકરની પોતાની બાઈ તરફની નીમકહુલાલી, તથા એક ભરથારના વેહેમથી ઉપજતા દુખદાએક બનાવોનું વર્ણન શીવાએ બીજું કાંઈએ સમાવેલું નથી.

જોકે આવી ચોપડીઓ આગળ ઘણીએક નીકલીછે તેથી જો આ એ ચોપડી બનાવવામાં કાંઈ પણ નવું હોયતો તે એટલુંજ કે, આ વાર્તા તથા તે માહેલા વીચારો મારા પોતાનાજછે અને નહી કે કોઈ ઈંગ્રેજી ચોપડીમાંથી ચોરેલાછે. તોપણ એટલુંતો મારે કબુલ કરવું જોઈએ કે એ ચોપડી બનાવવાનો વીચાર મને એક ઈંગ્રેજી ચોપડીમાંની પાંચ, છ, પાનાની વાર્તા વાંચ્યા પછી શુજયોછે.

ગુજરાતી વાંચનારને આ ચોપડી જો ઉપયોગી થાઈ પડેતો. કર્તા પોતાની મેહેનતનો પુરેપુરો બદલો મલેલો સમજશે.

આ દીબાચો ખતમ કરતાં મને મારા કેટલાએક મીત્રોએ જે આ કામમા મદદ કીધીછે તેઓનો હું આ જગાએ ઉપકાર માનુંછું.

તા૦ ૧૫ મી આગસ્ટ ૧૮૭૯.

લા૦ સેવક,

કા. દો. પાંડે.



# સાંકળ્યું.


| | પાનું. |
|---|---|
| પ્રકરણ ૧ લું—વેનીશ શેહેર | ૧ |
| " ૨ જું—નિરદોશ જુલીઆની ઓળખાણ | ૪ |
| " ૩ જું—પ્રેહેમની શરૂઆત | ૮ |
| " ૪ થું—ખરી ફરજ | ૧૨ |
| " ૫ મું—વિશ્વાસઘાત | ૧૬ |
| " ૬ ઠું—પ્રોટયુસની બેવકુફાઇ, ને ઘાતકીપણું | ૨૧ |
| " ૭ મું—સોબત તેવી અસર | ૩૦ |
| " ૮ મું—જીવ ઉપર જબરી | ૩૪ |
| " ૯ મું—ખરો પ્યાર | ૪૦ |
| " ૧૦ મું—કેનેટનું વેર | ૪૨ |
| " ૧૧ મું—ખાડો ખોદે તે પડે | ૪૭ |
| " ૧૨ મું—વીલાપ, પસ્તાવો | ૫૧ |
| " ૧૩ મું—ખુનીનું ઘર | ૫૩ |
| " ૧૪ મું—તરકટની શરૂઆત | ૫૬ |
| " ૧૫ મું—પ્રોટયુસની ખબર | ૫૯ |
| " ૧૬ મું—સલમની હીકમત | ૬૦ |
| " ૧૭ મું—સલમની બાહાદુરી | ૬૨ |
| " ૧૮ મું—આંધળો પ્યાર | ૬૮ |
| " ૧૯ મું—આતુર કેનેટ | ૭૦ |
| " ૨૦ મું—જુલીઆની નાસીપાસી | ૭૧ |
| " ૨૧ મું—પાપનો ઘડો ફુટો | ૭૩ |
| " ૨૨ મું—એન્ટનીની ઓળખાણ | ૭૭ |
| " ૨૩ મું—કાગનું બેસવું અને તાડનું પડવું | ૮૦ |
| " ૨૪ મું—ભએઆંકાર ભુલચુક | ૮૪ |

પ્રકરણ ૨૫ મું—કેદખાનાના બનાવો.................... ૮૬
" ૨૬ મું—ઉજાસ; ખુલાશો.................... ૮૮
" ૨૭ મું—એન્ટનીની કેનેટ તરફ વર્તણુક.... ......... ૯૩
" ૨૮ મું—જુલીઆનો કાગળ, તેથી ઉપજતો વેહેમ.... .. ૯૫
" ૨૯ મું—મારકસની ચાલાકી, તરકટનું કાગળ.......... ૯૯
" ૩૦ મું—લોભને થોભ નથી.......... .......... ૧૦૧
" ૩૧ મું—સુખમાંથી દુખમાં આવી........ ........ ૧૦૬
" ૩૨ મું—સલમની હીમત; જુલીઆ ઉપર જુલમ........ ૧૧૧
" ૩૩ મું—દુશમનોનું મળીજવું............ ...... ૧૧૪
" ૩૪ મું—સલમની તપાસ .................... ૧૧૮
" ૩૫ મું—પાપી પોતાના પાપે મરેછે; પ્રોટયુસની તપાસ.. .. ૧૨૬
" ૩૬ મું—સ્વદેશ; જુલીઆ જોગન બની...... ...... ૧૩૪




# નિરદોશ જુલીઆ

અને

# તેનો વેહેમી ભરથાર.

## પ્રકરણ ૧ લું.

## વેનીશ શેહેર.

સૂર્યને અસ્ત પાંમવાનો વખત થયોછે. મહાસાગર ઘણો શાંત ને શોકાતુર માલમ પડેછે. રંગબેરંગી કપડાંવાળાં નાના બાળકો પોતાની નિરદોશ રમતમાં રોકાયલાંછે તેવામાં એક ઉંચા કદનો પૂરૂશ હાથમાં એક નાજુક લાકડી ફેરવતો ફેરવતો આવેછે. અને છેક કીનારાપર આવી એક એકાંત જગા ઉપર વિચાર કરતો ઉભો રહેછે, તેના મગજમાં શું શું વિચારો દોડતા હતા તે વિશેની કોઈને ખબર હતી નહી પણ તે શું આપણને જાણવાની અગત્ય છે?

હા, ઘણીજ અગત્યછે કારણ કે, તે, જાણ્યા પછી તેવા વિચારોથી નીપજતાં ભયંકાર પરિણામો વિશે બીજાઓ હમેશાં ચોકેલાં રહેશે અને તે ઉપરથી ધડો મળશે. પણ ત્યારે તે વિચારો જાણવા શી રીતે? હા, જો આપણે તેની સાથે કોઈને વાત કરવા બેસાડીએ તો અલબતાં તેના વિચારોનો કંઈ સાર માલમ પડે ખરો, જોકે પૂરેપુરોતો નહીંજ તોપણ તે વેળા તેના મનની વલણ જણાઈ આવે ખરી. થોડોક વખત નહીં થયો એટલામાં એક તેના જેવોજ બીજો શખસ આવતો જણાયો, પેહેલો માત્ર એસકી જણાતો અને બીજો લગાર સાદો હતો. પણ એતો બંનેનો બાહારનો દેખાવ થયો, પણ તેઓના ભીતરનો દેખાવ તો કોઈને ખબર નહીં હતો, જોકે તેઓને એકબીજા વિશે તેવા દેખાવની ખબર હતી જે થોડા વખતમાં માલમ પડી આવશે. પેલો બીજો શ-

ખસ જેમ જેમ પેહેલાની નજદીક આવતો ગયો તેમ તેમ લગાર હલુ હલુ પગલાં ભરવા માંડયાં અને અંતે જયારે પેહેલાની છેક પીઠની નજદીક આવ્યો ત્યારે તેની અડોઅડ પછવાડેથી ઉભો. પેહેલો એટલા તો વિચારમાં ઉભેલો હતો કે બીજાના આવવાનો તેને કાંઈ સંસારો જણાયો નહીં, અંતે કંઈ બીજાને પેહેલાનો બડબડવાનો અવાજ સંભળાયો. એ રીતે ઘણો વખત સુધી એવી હાલતમાં બંને ઉભા. ત્યારપછી પેહેલાથી લગાર પાછલ હઠાઈ ગયું એટલે તે પેલા સાથે અડ-ડાયો અને એકદમ ચોંકીને પાછલ જોઈ બોલ્યો. "અહો મારા વહાલા દોસ્ત આવો આજ કાંઈ ઘણે દહાડે દેખાયા."

બીજાએ કાંઈ પણ જવાબ આપ્યો નહીં પણ માત્ર જરા મોઢું મલકાવીને જોયાજ કર્યું, તેથી પેહેલો પાછો બોલ્યો "કેમ શું છે બોલતા કેમ નથી વળી કાંઈ ભૂત ભરાયુંછે કે શું."

"ત્યારે વળી પાછું એ શું ?"

"કેમ મેં શું કીધું."

"અલબત તમને જોકે તમારી બુરી ટેવ વિશે હજારો વખત કહ્યું પણ તે વિશે તમને કાંઈ પણ અસર થતી નથી."

"સૌ આદમીમાં કાંઈ પણ ખામી હોયછે અને મારામાં પણ એક એવીછે તો તે વિશે મને ઘડી ઘડી કહેવામાં શું ફાયદો."

"તમે કહોછો તે ખરૂંછે પણ જયારે તમને તે બાબત વિશે કોઈ પણ તમારો ખેરખાહ તમને સુધારવા ચાહાતો હોય તો શું તમે તે વિશે તમારી બેદરકારી દેખાડશો."

"હવે બસ, બસ, એ બાબત તો બંધ કરો, અને મને અમથી શિખામણ દેવામાં તમારો વખત શું કરવા કાઢોછો મારે કાંઈ તમને વાત કહેવીછે તે જરા ધ્યાંન ધરી સાંભળશો ?"

"હા જરૂર માહારા વહાલા દોસ્ત પ્રોટીયુસ."

**પ્રોટીયુસ**—સાંભળો, દોસ્ત સાજન, મારા નામવર, પીતા, મને હવે પરણાવવાની ઘણીજ ખહોશ કરેછે,

**સાજન**—તો હજુ શું તમારો વિચાર નથી કે કેમ !

**પ્રો૦**—ના, વિચાર તો છે પણ મારે જે સ્ત્રી સાથે પરણવુંછે તે સ્ત્રી વિશે મારે બહુ તપાસ લેવી જોઈએ.

**સા૦**—અલબતાં તેણી જો કોઈ અંજાણી ઓરત હોયતો તમારે તેણી વિશે કાંઇક થોડી ઘણી તપાસ કરવી જોઈએ ખરી.

**પ્રો૦**—જાણીતી ને અંજાણી સ્ત્રી એટલે શું વળી ?

**સા૦**—જે કોઈ સ્ત્રી વિશે તમે આગળથી જાણતા નહી હોવો અને તેણી સાથે અંજાણપણામાં પરણો, તો, તમે કોઈ અંજાણી ઓરત સાથે પરણેલા કહેવાઓ, પણ કોઇ જાણીતી સ્ત્રી જેવી કે આપણા નામદાર ઉમરાવ બ્લેસ્કીની છોકરી જુલીઆ, કે જેની સારી ચાલચલણ વિશે આપણું આખું વેનીશ શેહેર જાણીતુંછે તેની સાથે જો તમે પરણવાના હો, તો તમને કાંઈ પણ તેણી વિશે તલાસ કરવાની જરૂર નથી.

**પ્રો૦**—(હશી પડીને)—પણ માનશો દોસ્ત, મારા પીતાએ તેજ જુલીઆ વિશે ઉમરાવ બ્લેસ્કી ઉપર માંગણી મોકલી હતી, અને તેણે તે માંગણી કબુલ રાખીછે.

**સા૦**—(ખુશી થઈને) અહો ! ત્યારે જો એમજ હોયતો હું તમને ઘણાજ નશીબવાંન સમજુંછું કેમકે એવી ઓરત કોને હાથ લાગે વારૂ ?

**પ્રો૦**—ત્યારે તમારી સલાહછે કે હું તેની સાથે પરણું ?

**સા૦**—અલબત, જેમ બને તેમ તમારે જલદી તેની સાથે પરણી લેવું.

**પ્રો૦**—ત્યારે તેણીની કાંઈ તપાસ લેવાની જરૂર તો નથી ?

**સા૦**—અહંહંહં તમે તો તમારા હમેશના રીવાજ મુજબ હમણા પણ વેહેમી થાવોછો, દોસ્ત એ સોનાની ચકલી હાથથી જવા નહી દેવી જોઈએ."

એવી એવી વાતો કરતા તેઓ પાછા ઘર તરફ ચાલ્યા અને રસ્તામાં સાજને પોતાના વહાલા દોસ્તને સમજાવવામાં કાંઈ પણ બાકી નહી રાખી, અને છુટા પડતી વખતે તેઓની વાતનો સાર એ આવ્યો કે પ્રોટયુસે તેણીને જોઈ નહી હતી તે જોવી અને પછી સાજનનો સુકન કબુલ કરવો.

વેહેનીશ શેહેર જે પોતાના બોહોલા વેપારને લીધે આગલા વખતથી જાણીતું થયેલુંછે, તે હમણા પોતાના પડી ભાંગવા પછી પાછું હજુતો ટટાર થતું હતું. તે શેહેરની અસલી જાહોજલાલીના કીર્ણો પાછાં હજુતો પ્રકાશવા સરૂ કીધાં હતાં, અને ત્યાંના પ્રમાણીક પણ લગાર અયાસી લોકો ઉપર તરતનાજ ચળકવા માંડયાં હતાં; પોતાની બીસમાર હાલતમાંથી ઉઠી તે હાલ લગાર સુધરવા માંડયું હતું. વેનીશ

શેહેર જે હાલના જમાનામાં એક નવાઈ ભરેલું શેહેર કેહવાયછે, ત્યાં તેની લોક પ્રસિદ્ધ નેહેરો હજુતો બંધાતી હતી. જે નેહેરો તે શેહેરની આસપાસ હમણા એક સરપની માફક વીટલાયેલીછે. અને જ્યાં સંસારીક, વેપારીક અને સરકારી કામકાજો ગાડી ઘોડાને બદલે નાની નાની તરતી ગોંડોલાઓથી થાયછે, તેવાં એક શોભાયમાન શેહેરમાં લોવેથ નામે એક બાહોશ વેપારી પોતાની જીંદગી ગુજારતો હતો, તે પોતાના પ્રમાણીકપણા વિશે સર્વે ઠેકાણે જાહેર હતો. અને તેના હાથ નીચે ઘણાજ ઉદ્યોગીઓ અને સળુરી વાળાઓ સુખી થઈ ગયા હતા. તેવા એક વેપારીનો એકપુરો બેટો પ્રોટીયુસ પોતાના બાપની દોલત ઉપર આધાર રાખી પોતાના દીવસો મોઝમઝામાં કાઢતો હતો. પોતાના મોભાને છાજતી કેળવણી આપવાને લોવથે કાંઈપણ બાકી રાખી નહી હતી, તેણેતો પોતાના બચાંને ભણાવવાની ફરજ બજાવી હતી પણ પ્રોટીયુસે શિખવું કે નહી શિખવું તે તેનાજ હાથમાં હતું. પોતાની સતર વરસની વય સુધીતો પ્રોટીયુસે શીખવા ઉપર કાંઈજ ધ્યાન આપ્યું નહી હતું, તે પછીબી તેને કેળવણી આપવાની ઘણીએ યત્નો કરવામાં આવી, પણ સઘળી વ્યર્થ. હવે તે ઉંચી કેળવણી લેવાને ઘણોજ મોટો થઈ ગયો હતો. એવા વિચારે લોવેથે તેને પોતાના ધંધામાં મદદ કરવાને વાસ્તે રોકયો.

વેપારીનું બચ્ચું તે વેપારીજ; તેજ રીતે તેની વલણ વેપાર વણજના કામકાજમાં.સારી જણાઈ અને પોતાના બાપને થોડાંજ વર્સમાંતો કીમતી મદદ આપવા લાગ્યો. હવે તેના બાપની પોતાના એકનાએક છોકરાને પરણાવવાની મરજી થઈ, અને વેનીશમાંથી સૌથી ખુબસુરત અને પોતાની સારી ચાલચલણથી જાણીતી થયેલી જુલીઆના બાપ ઉપર તેણે પોતાના દીકરા વાસ્તે માંગણી મોકલી હતી જે જોકે કબુલ કરવામાં આવી હતી, પણ તે શી રીતે તે આગળ વાંચતાં માલમ પડશે.

---

### પ્રકરણ ૨ જું.

## નિરદોશ જુલીઆની ઓળખાણ.

જુલીઆંનો બાપ ઉમરાવ બલેસકી વેનીશ શેહેરમાં તે વખતે એક ઘણોજ નામાંકીત માણસ ગણાતો હતો. તેની નમ્રતા, સાલસાઈ, અને સખાવતથી તે વખતે તે સર્વે લોકનો વ્હાલો થઈ પડયો હતો. તોપણ

તેણે જે રવેસે પોતાની દોલત મેળવી હતી તે વિશે લગાર લોકોના મન કચવાતાં હતાં. પોતાના બાપની થોડી દોલતમાંથી તેને એક ઘણીજ મોટી સંખ્યા પેદા કરી હતી, પણ સારે રસ્તે અથવા આડે રસ્તે પેદા કરી હતી તે વિશે ઘણા જુજ લોકો જાણીતાં હતાં. એકવાર તેનો એવો પણ વખત હતો કે તેનાથી સર્વે માણસને ઘણો ત્રાસ ઉપજતો હતો, અને તેના દરેક સબ્દને જાણે કે કોઈ ગામના ધારા હોય તે રવેશે માન મળતું, પણ હમણા એ વખત બદલાઈ ગયો હતો અને હવે તે પોતાની નમ્રતાના કરતાં તેની મગરૂબીને લીધે વધારે જાણીતો થયેલો હતો. એટલે કે હવે તેની પડતી દશાના દીવસો શરૂ થવા માંડયા હતા. જે ધણીઓને તે આગળ આદરમાનથી ઇજત આપી બોલાવતો, તેઓને તે હવે હલકું લગાડતો અને તેઓ સાથે ઘણીએક તોછડાઈ વાપરતો. તેઓ તરફની આવી બદલાઈ ગયેલી રીતભાતથી તેઓએ પણ તેને ગણકારવાનું ઓછું કીધું હતું. અલબત આવી તેની વર્તણકથી તેની સ્ત્રીને અને તેનાથી મોટા થયેલાં નીમકહલાલ માણસોને ઘણું લાગતું હતું પણ કોણની તાકાદ કે બ્લેસ્કીને કાંઈ પણ એક બોલ કહી શકે ? વરસોવર્સ તેની દોલત ઓછી થવા માંડી ને તેજ પ્રમાણે તેના ડાળ પાંખડાંઓ પણ ઓછાં થવા માંડયાં પણ કૃપણ ખુશામતીઆઓએ તેને બહુજ મજબુત પકડી રાખ્યો હતો કે જ્યાંસુધી તેની તમામ દોલત ખાલી થઈ જાય નહીં ત્યાંસુધી તેનો પીછો છોડે નહીં. આ રવેશે તેની હાલત દીનપરદીન બગડતી ગઈ અને સર્વેને તેના વિશે બહુજ લાગતું હતું પણ આ સર્વેમાં ઘણુંજ કોને લાગતું હતું તે આપણે જોઈએ. તેની છોકરી જુલીઆને બહુજ લાગતું હતું. તેણીને જોકે ઘણા લાડ અને નાજ નખરામાં ઉછેરવામાં આવી હતી પણ તેથી નીપજતા કેટલાએક ગેરફાયદાઓનો સારાં નસીબે તેણી ભોગ થઈ પડી નહી હતી. તેણીએ ઘણી ઉંચી કેલવણી લીધી હતી અને તે શીવાય ઓરત જાતના દરેક સારા ગુણોથી તેણી ભરપૂર હતી. ઓરત જાતની સઘળી ફરજો તેણી સારી રીતે સમજતી, આવી પોતાની ચાલચલણ વીશે તે આખા ગામમાં જણાઈ હતી. જો કોઇ ગરીબને ત્યાં એવી બેટી હોય તો તે પોતાના ઘરમાંજ અને કુટંબ કબીલામાંજ જાણીતી થાય, પણ ઉમરાવ બલેસ્કી જેવાની છોકરી જો એવી હોયતો તેને પ્રખ્યાત થવા વિશે પૂછવુંજ શું પડે. પોતાના બાપની આવી

ફરી ગયેલી ચાલચલણ જોઈ તેને ઘણુંજ લાગતું હતું, અને પોતાથી બનતી તજવીજથી તે પોતાના બાપને બીજાઓને અપમાન આપતાં સંભાળ લેતી પણ તે સઘળું વ્યર્થ જતું હતું. એ પ્રમાણે થોડાક વર્ષમાંતો બ્લેસ્કી નાણાની ઘણીજ તંગીમાં આવી પડયો. તોપણ તે વખતે પણ તેના કેટલાએક ખેરખાઓએ તેને સારી મદદ આપી, નીભાવતા ગયા હતા, અને બીજાં થોડાંક વરસમાં તો તે આપણ આગળ કહેલા વેપારી લોવેથના મોટાં કરજમાં આવી પડયો. અને આવા સમામાં લોવેથે પોતાના છોકરા પ્રોટયુસને સારૂ બ્લેસ્કી ઉપર તેની છોકરી જુલીઆ વિશે માગણી કરી. કે જે માગણી તે ઉમરાવે ઘણીજ ખુશીથી કબુલ રાખી. ખરેખરૂં જોતાં તો તે વિશેની તેને ફરજ પડી હતી. કેમકે તેણે જે માંગણી કબુલ રાખી, તે એવી સરતથી કે, લોવેથનું જે આગલું લેણું બ્લેસ્કી ઉપર હતું તે સઘળું કાઢી નાખવું. હવે આપણે જોઈએ કે જે ઓરત પ્રોટયુસની સાથે હમેશની સુખ દુઃખની સાથી થવાની હતી, તે સ્રીની મરજી પ્રોટયુસ સાથે પરણવાની હતી કે નહી. તેણીએ પોતાની ચંચલાઈ ને હુશીઆરીથી પ્રોટયુસમાં જે જે ખાંમી હતી તે તમામ જાણી લીધી હતી તેથી કરીને તેની સાથે પરણવાની મુદલ મરજી હતી નહીં. તોપણ પોતાના બાપને આવા સંકટમાંથી દુર કરવાને માટે કાંઈ પણ દુઃખ પોતા ઉપર આવી પડે તો તે વિશે આનાકાની કરતી નહીં. તેણીના થોડા વખતમાં થનાર સસરાના હાથ નીચે પોતાના બાપને દબાયેલો જોઈ પ્રોટયુસ સાથે પરણવાને કબુલ કર્યું, કેમકે તેણે ધાર્યું કે મોડાં વેહેલાં પરણવું તો પ્રોટયુસ સાથેજ પડશે ત્યારે તેના સાથે પેહેલાથી અણબનાવ કરી પછી પરણવું તે અલબત બેવકુફી ભરેલું તેને લાગ્યું. ભાગ્યમાં થવાનું હશે તે થશે એવું ધારી તેણે પોતાના બાપને પ્રોટયુસ સાથે પરણવાની મરજી જણાવી. આવી રીતનો બંદોબસ્ત થયા પછી તેઓના લગ્ન થોડા દિવસમાં મોટી ધામધુમથી થયાં.

પ્રોટયુસ પોતાના વેપાર વણજના કાંમમાં ઘણો હુસીઆર હતો તે સાથે તેનામાં વેપારી લાયકના ઘણા ગુણો હતા. તે પ્રમાણીકપણા વિશે સારી રીતે સમજતો હતો. અને હિસાબ તથા ગણીતમાં તે એક્કો હતો. પણ આવા એના વેપારી ગુણોથી તે શું ગુણવંતો ખાવંદ થવાને લાયક હતો ? અને તેબી વળી લોક પ્રસીદ્ધ જુલી-

આનો ? તે એક સવાલછે. અને તે સવાલનો જવાબ રફતે રફતે માલમ પડતો જશે. પણ પરણ્યા પછી આપણે જુલીઆની ચાલચલણ જોઈએ, કે તે પોતાના પુરૂશ તરફ કેવી રીતે વરતેછે.

લગ્ન થયા પછી જુલીઆએ એક ખરીજ વફાદાર સ્ત્રી થવાને યત્ન કીધો, અને તેમાં તે નિશફળ થઈ નહી. પોતાના ધણીને તે દરેક વાતમાં ખુશી તથા આનંદમાં રાખતી, તેની ચાકરી કરતી અને તેની તરફ ઘણોજ પ્યાર દરસાવતી, પણ આ સર્વે તેના સારા ગુણોની શું પ્રોટયુસને કદર હતી ? ના, જરા નહી, તેને કેલવણીનો ભંડાર ઓછો હતો એટલે ખરા હીરાની કીમત જવેરી સિવાય કોણ આંકે. જુલીઆ જો કે ફરજની મારી પરણી હતી, પણ એક વખત પરણી એટલે જેવી ફરજ એક ઓરતે પોતાના ખાવંદ તરફ બજાવવી જોઈએ તે બજાવવામાં કાંઈ પણ ખામી રાખતી નહી. પણ પ્રોટયુસ તેની સ્ત્રી તરફ ઘણીજ ખરાબ ચાલ ચલાવવા લાગ્યો. જુલીઆ પોતાની રીતમાં પોતાના ખાવંદના ઘરમાં આવી ત્યારે ઘણી એક કીમતી ચીજો અને જવાહીરો લાવી હતી, પણ સર્વેમાં ઘણુંજ કીમતી જે, લાવી હતી તે તેણીનો એક વિસ્વાસુ નોકર નામે સલમ કરીને હતો, એ નોકરના બાપ દાદાએ જુલીઆના બાપ બપાવાની નોકરી કરી હતી અને પેઢી દર પેઢી તેઓ ઉમરાવ બ્લેસ્કીના કુટંબની નોકરી કરતા આવ્યા હતા. એ સલમના બપાવાને અરબસ્તાનમાંથી કોઈક વેપારીએ પકડી લાવી જુલીઆના કોઈક વડવાને ભેટ આપ્યો હતો. પોતાના, મા બાપ અને સ્વદેશ છોડયા પછી સલમના બપાવાએ એ કુટંબની ઘણીજ વફાદારીથી નોકરી બજાવી હતી. અને તેવીજ નોકરીના બદલામાં તેને ઘણીક ઉમદા ભેટો આપવામાં આવી હતી. તેની ચાલચલણ વખાણવા જોગ હતી. તે સલમનો બાપતો બ્લેસ્કીનો એક ઘણોજ માનીતો થઈ ગયો હતો. તેને હવે બ્લેસ્કીનો નોકર નહીં કહેતો ચાલે, કારણ કે પોતાના ડાહાપણ અને હુશિઆરીથી તેણે તે ઉમરાવના ખાનદાનમાં ઘણુંજ માન મેલવ્યું હતું. તેનો છોકરો સલમ બ્લેસ્કીની જાણીતી છોકરીનો બચપણથીજ વિસ્વાસુ નોકર થઈ લાગ્યો હતો. તે માત્ર જુલીઆથી સાત વર્શ મોટો હતો અને તેને બચપણથીજ જુલીઆની ખાશ નોકરીમાં રાખવામાં આવ્યો હતો, ત્યારે હવે જેઓ બચપણથીજ સાથે રમેલાં, શિખેલાં, તેઓ હવે એકમેકથી જુદાં પડે એ લગાર કઢંગુ દીસતું હતું,

તેથી સલમ, જુલીઆના ધણીના ઘરમાં તેની સાથે આવી રહ્યો હતો. પણ તેને પ્રોટયુસનો સ્વભાવ જરાયે ગમતો નહી હતો. પોતાની શેઠાણી સાથે તેને ઘણીજ છુટથી વાત કરવાની અસલથીજ ટેવ પડેલી હતી, તે એટલે સુધી કે જુલીઆ કેટલીએક બાબતો સલમની સલાહ લીધા વિના કરતી નહી હતી, માત્ર તેતો એક નામનોજ નોકર હતો પણ તેથી એમ નહી સમજવું કે તે જુલીઆના કાંઇક મુશ્કેલીના વખતમાં નકામો થઇ પડે. તે સર્વે વાતે તેણીની નોકરી કરવામાં તૈયાર હતો.

---

## પ્રકરણ ૩ જું.

## વેહેમની શરૂઆત.

પ્રોટયુસ અને જુલીઆના લગ્ન થયાને હજુતો એક માસ પણ નહી થયો એટલામાં પ્રોટયુસે પોતાની આવી ઉમદા બાયડી વિશે શું વિચાર રાખ્યા હતા તે આપણે જોઇએ. તે વિચારો નાદાની અને બેવકુફાઇથી ભરેલા હતા. એટલામાંજ તે અટકતા નથી, પણ તેથી કેવાં કેવાં ભયંકાર પરીણામો નીપજ્યાં તે જોવાનુંછે.

એક દિવસે સાંજના પોતાના બાગમાં, તે એકલો લગાર દીલગીર ચેહેરામાં બેઠો હતો તેટલામાં તેનો દોસ્ત સાજન આવી તેને મળ્યો અને તેઓ વચે વાતચીત ચાલુ થઇ.

**સાજન**—આજ ઘણે ઘણે દિવસે વહાલા દોસ્ત તને મુબારકબાદી આપવાની મને તક મળીછે. એટલા દીવસ સુધી કંઇક કામસર બહાર ગામ જવું પડયું હતું તેને લીધે, તે શુભ દિવસની મારી તરફની ખુશાલી બતાવવાનો મને વખત નહી મળ્યો તેથી માફ કરજો.

**પ્રોટયુસ**—ભાઇ તું શા બાબતની મને મુબારકબાદી આપેછે. હમણા કાંઇપણ મને ખુશાલ થવા અથવા સુખી થવા જેવું થયું નથી.

**સાજન**—અહો ! એ શું બોલોછો. તમારા લગ્ન થવાને હજુતો મહીનો પણ પુરો થયો નથી, એટલામાં તમે શું, તે શુભ ચોઘડીઆને ભુલી જાઓછો કે કેમ ?

**પ્રોટયુસ**—ભાઇ શુખ ને ખુશાલી શાની ? એતો ઉલટું——

**સાજન**—પણ સબુર ત્યારે શું મારા નામવર પીતાની અથવા મારી પોતાની સમજણમાં ભુલ પડીછે કે શું ?

**પ્રોટયુસ**—ના ભાઈ જે તારા નામવર પીતાએ તને કહ્યું તે તું એ બરાબર સાંભળ્યું છે.. પણ દોસ્ત મને કહેવાદો કે મારા લગ્નથી મને કાંઈ પણ સુખ પ્રાપ્ત થયું નથી.

**સાજન**—કેમ અરે ? એ શું બોલોછો ?

**પ્રોટયુસ**—દોસ્ત જે બોલુંછું તે ખરૂંજછે, કારણ કે તે શુભ દિવસથી હું માત્ર વધારે કમનસીબ થયોછું.

**સાજન**—(હશીને) કેવું ઉલટું ભાઈ, તમે શું બોલોછો તેનું તમને કાંઈ પણ ભાન છે ? તમે લગ્નના દિવસને, શુભ દિવસ કહોછો અને તેથી થતાં પરીણામને, તમારૂં કમનશીબ સમજોછો.

**પ્રોટયુસ**—ખરેખર તમે કહોછો તેમનજછે, કારણ કે તે શુભ દીવસ કયારે કે હું તેના સારાં પરીણામ ચાખું ત્યારેજ.

**સાજન**—સાચી વાત; પણ ત્યારે તમે શું એમ કહેવા માંગોછો કે તમારી સ્ત્રી સદગુણી નથી.

**પ્રોટયુસ**—દોસ્ત સદગુણીતો કયારે, કે મારી હું પુરેપુરી ખાતરી કરૂં ત્યારે, અગર દુનિઆના વીચારમાં મારી બાયડી પતિવ્રતા લાગતી હોયતો મારા મનમાં પણ તેવીજ લાગવી જોઈએ, એવું કાંઈ નક્કી નથી.

**સાજન**—સાંભળો, મેં તમારી સ્ત્રી વિશે ઘણાએક લોકોથી, ઉચું મત સાંભળ્યું છે. અને હું પોતે પણ તે બાઈને આજ દશ વર્ષ થયાં ઓળખુંછું. તેના જેવી ખુબસુરત, પતિવ્રતા, પ્રમાણીક, અને હુશીયાર ઓરત થોડીજ હશે.

**પ્રોટયુસ**—ભાઈ તમે તથા દુનિઆં ગમે તે તેણીના વિશે ધારો, પણ મારે પણ તેણીને એજ પ્રમાણે વિચારવી જોઈએ, એવું કાંઈ ચોકસ બંધાન નથી.

**સા૦**—હા, ત્યારે તમે ત્યાંજ ભૂલોછો.

**પ્રો૦**—ચાલો ત્યારે મારી ખાતરી કરી આપો.

**સા૦**—શા બાબતની.

**પ્રો૦**—કે મારી સ્ત્રી પતિવ્રતા છે.

**સા૦**—ખાતરીતો એજ કે જગતના લોકો તેણીને એ પ્રમાણે કહેછે.

**પ્રો૦**—દોસ્ત મારે જગતનાં લોકો સાથે કાંઈજ કામ નથી.

**સા૦**—અહો કેવી બેવકુફાઈ, કાંઈ પણ વચનો જગતના લોકોનાં મોંમાથી નીકળવાં એ ઘણુંજ કઠણ કામછે. કારણ કે, કાંઈ પણ

ચોક્સ બાબતની અસર દરેક આદમીના ભેજાંમાં ઉતારવી તે કાંઈ સેહલું કામ નથી. ભાઈ ઘણાક શખ્સો દુનિઆંમાં હરેક રીતે માન મેળવવા હરેક જાતનાં ફાંફાં મારેછે. પણ દુનિઆં કાંઈ તે સઘળાઓને માન આપતી નથી, તમે ગમે તેવી ઉમદા શોધ કરશો, અને તે કરવામાં તમે ગમે એવી જેહેમત ખેંચી હશે, પણ યાદ રાખજો કે તેથી દશઘણી વધારે મેહેનત તે શોધ તમને લોકોના હરદયમાં ઠસાવવાની પડશે, એટલુંજ નહીં પણ તમારી એટલી જેહેમત છતાં, કદાચિત તેમાં તમે નિશફળ થશો. ખુબ યાદ રાખજો ભાઈ કે તમારા વિશે કોઈના મનમાં સારા વિચારો બેસાડવા એ કાંઈ હલકું કામ નથી, તેમજ તમારી સ્ત્રીએ પોતાને પતિવૃતા કહેવરાવવાને વાસ્તે ખરેખરૂંજ પતિવૃતાપણું વાપરેલું હોવું જોઈએ. લોકો એવાં ભોળાં ને કાચાં નથી કે દરેક જણીને એ પ્રમાણે કહે.

પ્રો૦—ભાઈ સાજન, એ તમારૂં નકામું ટાયલું છોડી દો, મેંતો મારી ઓરતની તપાસ લેવરાવવાનો નકી વિચાર કરીજ રાખ્યોછે.

સા૦—ઓ કંમબખ્ત વેહેમી ખાવંદ શું લગ્ન કીધાં તે તપાસને વાસ્તે કે ?

પ્રો૦—પણ ભાઈ મારી કેમ ખાતરી થાય કે મારી——

સા૦—સબુર ત્યારે તમે શું એમજ કહેવા માંગોછો કે એક ઘણોજ કીમતી હીરો હોય, અને દુનિઆંના સઘળા ઝવેરીઓ કહે કે એ ઘણોજ ઉંચોછે, અને એવો કોઈ કદાચજ જડેછે. તો શું તમે તમારી ખાતરી કરવા સારૂ તે બળેછે કે નહીં તેની તપાસ લેશો ? અને બાળતાં કદાચ તેને વાર લાગી તો શું તેથી કાંઈ પણ પેલા ઝવેરીઓએ કરેલી કીમત કરતાં તેની કીમત વધશે ? ના કદી નહી, પણ જો બળયો તો તે વખતે તમે કેવી ગીરફતારીમાં આવી પડશો ? શું તમને તેવો હીરો બીજી વખત મલશે ? અને તે સિવાય તમે દુનિઆમાં કેવા બેવકુફ કહેવાશો. અરે એ કેવી કમબખ્તીએ તમને ઘેરીઆછે. મારાથી એ ખમાતું નથી, હું જઈશ. (એમ કહી જતો રહેછે).

પ્રો૦—"મારો વહાલો દોસ્ત જાણીને એનીજ પાસે તપાસ લેવરાવવાનો વિચાર કર્યો હતો, પણ તે કાંઈ બને એવું લાગતું નથી, પણ કાંઈ ફીકર નહી, હું તો ખરો કે મારી વહાલી જુલીઆની તપાસ લેવરાવું તો એની પાસેજ લેવરાવું, પણ એની તકરારથી મારી

ઉપર કાંઇએ અસર થઈ નથી, અને અસર થઈ હોય તોપણ શું ! એવા દોલધાલુઓ તો ઘણા હોયછે, અરે પણ હું શું બોલુંછું, ખરેજ મારૂં માથું હમણા ઠેકાણે નથી. નહીતો જવા દઉં; પણ અરે નહી. મુજ વેપારી બચ્ચાને એવાં અધાં અધાં કામો કરવાં નહી જોઈએ; એક વિચાર આવ્યો તેતો હવે પારજ પાડવો જોઈએ; પછી તે ગમે તેવો હોય; પણ સબુર એમાંથી કાંઈ ખરાબીતો નહી થાય. અરે પણ નહી, મારી ઓરતની તપાસ મારા દોસ્ત પાશે લેવરાવવાનું ઘટેછે. એ કેમ ના કહેછે તે જોઉંતો ખરો."

એવા એવા વેહેમી વિચારો કરતો કેટલોક વખત શુધી તે ત્યાંજ બેસી રહ્યો એટલામાં જુલીઆ ઘરમાંથી આવી પોતાના પતિને પાછલથી હાથ લગાડયો તેવામાં પેલો વેહેમી એકદમ ચોંકયો અને તેનાથી નીચે પ્રમાણે અજાણતાં બોલાઈ ગયું. "ખચીત એની તપાસ લેવરાવું તો મારા દોસ્ત પાસેજ" પણ જુલીઆનું મોઢું જોઈ લગાર શરમાઈ ગયો અને કાંઈ વધારે બોલવા જતો હતો પણ અચકી ગયો, આ જોઈ જુલીઆ હશી પડીને બોલી ઉઠી "કેમ મારા ખાવંદ કોની તપાસ લેવરાવોછો, અને તે પણ તમારા દોસ્ત પાશે."

**પ્રો૦**—(ચીડાઈને) ના કાંઈ નહી, કાંઈ કામની બાબત હતી તેમાં તને શુંછે.

**જુલીઆ**—(હશીને) જો તેમ હોયતો હું તમને પૂછતી અટકુંછું. મારે તમારા કામકાજની કાંઈ પણ જરૂર નથી. પણ આજ કાંઈ ઉદાશ દીશોછો ?

**પ્રો૦**—ના કાંઈ નથી. મારાં કેટલાંએક વહાણો હિંદુસ્તાનથી આવવાનાંછે તેમાં મારો જીવ ભરાઈ રહ્યોછે, તેનાજ વિચારમાં હું ત્યારનોછું.

**જુ૦**—તે વિશે, તમારે કાંઈ ફીકર કરવી નહી, તે પરમકૃપાળુ તમને હમેશાં રોજીમાં બરખત આપશે, અને તેમાં હમેશાં વધારો કરશે. એમ ફીકર કરવાથી શું થવાનુંછે.

**પ્રો૦**—(બેદરકારીથી)—હા તેતો છેજતો.

અરે કમનસીબ જુલીઆ આજ વખતે જો તેં તારો ખાવંદ જેને તું ફેરેસ્તાની ખસલતનો સમજેછે, તે તારી ઉપર થોડા દિવસમાં શું શું ચુઠણા પાડી તને કેટલું હલકું લગાડનારછે, તે જો તું જાણી લેતેં

તો તારા બચાવ વાસ્તે તું કેટલે દરજ્જે તૈયાર પણ થઈ શકતે, પણ તું તો તારા ખાવંદના હમણાના પાપી વિચારોથી તદનજ અજાણી રહી હતી. થોડા વખતમાં બંને જણા બાગમાંથી વાતો કરી રહ્યાં પછી ઘરમાં ગયાં, અને રાત્રે જમી રહ્યા પછી પ્રોટયુસે પોતાના દોસ્તના બાપ ગ્રેટન ઉપર એક કાગળ લખી તેની ઉપર પોતાના નોકર પાસે મોકલાવી આપ્યું, અને હમેશના રીવાજ મુઝબ વાતચીત કરી સુઈ ગયો.

---

## પ્રકરણ ૪ થું.

## ખરી પૂરજ.

પરણી આવ્યા પછી થોડાજ દીવસમાં પ્રોટયુસના મનમાં કાંઈ પણ કારણ વગર પોતાની સ્ત્રી, જુલીઆની તપાસ લેવાનો ખાલી વિચાર તેના મગજમાં ભમતો હતો. જોકે કોઈ પણ સાધારણ વિચારના માણસને એવું સાંભળતાં, અથવા વાંચતાં એવી બેવકૂફાઈ વિશે હશવું આવે, પણ તેનેતો તેવો વિચાર ખરેખરોજ કર્યો હતો અને વળી તેવા વિચારને અમલમાં લાવવાનો પકો ઠેરાવ કરી રાખ્યો હતો. આવા તેના બેવકુફાઈ અને નાદાનીથી ભરેલાં કામમાં જો કાંઈ પણ દયા તેણે પોતાની આેરત તરફ બતાવી હોયતો, તે એજ કે, તેણીની તપાસ એક સારા માણસ પાસે લેવરાવવાનો તેનો વિચાર હતો, અને તે સારો માણસ, તે, પ્રોટયુસનો દોસ્ત સાજન હતો, એ વિશે પોતે કાંઈ જુલીઆ તરફ મેહરબાંની દેખાડતો હોય એવું મનમાં સમજતો હતો, પણ ત્યારે તે સાજન તરફ કેવા કઠણ હૈયાનો થયો હશે ! કોઈ એવા ગરીબ પણ આબરૂદાર પાસે એ કામ લેવું, એ જોકે ઘણુંજ નીચ હતું, તોપણ તે વિશે પ્રોટયુસના ધ્યાનમાં કાંઈ ઉતરતું નહી, તેતોં માત્ર પોતાની હઠીલાઈથી, એવી બેવકુફાઈ પણ અમલમાં લાવવાને સરમાતો નહી.

બીજે દિને સવારના પોહોરમાં ઉઠી, તે વેનીશના રાયલટો નામના વખણાયલા મોટા પૂલ ઉપર જઈ, એકલો કોઈની વાટ જોતો હોય, તેમ ઉભો. કેમકે તે ઘડી ઘડી પુલની બને તરફ લાંબી નજર કરતો હતો, ને પછી થોડાક વખતમાં કોઈને દૂરથી લાકડી ટેકતો આવતો જોઈ પોતે નીચે પાંણીમાં જોવા મંડી ગયો.

અત્રે પ્રોટયુસને પૂલપર મૂકી આપણે તેના ઘરમાં જુલીઆ શું કરેછે, તે જોઈએ. જુલીઆએ સવારમાં ઉઠતાં, જ્યારે પોતાના ખા-

વંદને ઘરમાં નહી જોયો, ત્યારે, તે ગભરાટમાં પડી, અને ક્યાં ગયો હશે, તે વિશે વિચાર કરતી બોલી. "શું થયું કે મારો વહાલો ખાવંદ આવ્યો નથી, રોજના કરતાં આજ ઘણુંજ મોડું થયુંછે, કંઈ નહી આવતા હશે; અરે પણ આજેતો મને રોજના ધારા મુજબ કહીને પણ નથી ગયા? કાંઈ મારો ગુનાહ તો નહી હોય, નહી નહી મારા દીલમાંતો કાંઈ પાપ હતું નહી, ને છે પણ નહી, એટલે પછી મને શું ધાસ્તીછે, પણ નહી કાંઈ કામજ હશે, હા, ગઈ કાલેજ પોતાના બે વહાણો આવવાનાંછે, એવું કાંઈ કહેતા હતા ખરા, હા, ખરેજ, તે વહાણો આવી લાગ્યાં હશે, અને તેજ કામમાં રોકાયા હશે." પછી તે નાસીપાસ થઈને પાછી રાહા જોતી બેઠી. એટલામાં તેણીનો વિશ્વાસુ નોકર સલમ આવી ઉભો, "કેમ ભલા સલમ" જુલીઆ બોલી "આજ તને કાંઈ અહીઆં આવવું પડયું."

**સલમ**—મેહેરબાંન બાઈ નાસ્તો તૈયારછે અને ટેબલ ઉપર ઠંડો પડેછે.

**જુલીઆ**—ભલા નોકર જરા ધીરજ ધર, હમણા તારા ભલા શેઠ આવતા હશે. હું તેમની વાટ જોતી બેઠી છું.

**સલમ**—બાઈ હું તમને કહુંછું કે તમારા ખાવંદનો હું કાંઈ નોકર નથી, હું માત્ર તમારોજ બચગીથી નોકર છું ને જયાંસુધી મારો જીવ જાશે ત્યાંસુધી રહીશ. બાઈ, પ્રોટયુસનું નામ મારી આગળ ના લો, હું ઘણોજ દીલગીરછું, મારા અંતઃકરણથી દીલગીર છું કે તમે વિચાર કર્યા વગર એક હલકા વેપારીને તમે તમારા ખાવંદ તરીકે પસન કર્યો.

**જુ૦**—(ચીડાઈ) ચુપ ચુપ કંમબખ્ત એ શું બોલેછે. તું મારો વીશવાસુ નોકર હોવાને લીધે તને હું આજતો જતો મૂકુંછું, પણ બીજી વખતે ખબરદાર રેહેજે.

**સ૦**—હું ખરૂં કહુંછું બાઈ હુંતો તમારૂંજ કયું માનવાનો, હું પ્રોટયુસ વેપારીને ઓળખતો નથી, તે કાંઈ મારો શેઠ નથી.

**જું૦**—અલબત તે હંજાર વખત તારો શેઠ.

**સ૦**—જો બાઈ તપાસજો હો, નહી તે મારો શેઠ નહીં તે નહીંજ.

**જુ૦**—જા, જા, મુરખ, તું બબરચીખાનાનેજ લાયકનોછે દીવાનખાનામાં તારૂં કામ નહીં હોય; ચાલ્યો જા.

સ૦—આ ચાલ્યો; હું કાંઈ હવે વધારેવાર ખોટી નથી રહેવાનો, મને જો ચીડ ચડશે તો તમારા બનેના ભાગનું ખાઈ જઈશ. તે પછી પેલા તમારા નામાંકીત ખાવંદ આવે ત્યારે "સલમ નાસ્તો લાવ" એમ ના કહેતા, આ ચાલ્યો. પણ અહો લ્યો તમારા માનવંતા પીતા અને મારા ભલા તે મોટા શેઠ આવેછે. એ પેલા સામેથી આવેછે.

જુ૦—(ગંભીર ચેહેરાથી) "આજ દુરથી એમને કેમ આવવું પડયું હશે. કાંઈ પણ અગત્યનું કામ હશે ખરૂં, પણ હવે મને પરણાવ્યા પછી એવું અગત્યનું કામ મારી સાથે શું હોય." એટલામાં બ્લેસ્કી હાથમાં લાકડી ટેકતો ઘરમાં દાખલ થયો અને જુલીઆને બેઠેલી જોઈ " આવ વહાલી બેટી " તે બોલ્યો. "આવ એકવાર ફરીથી આ પણી મુલાખાતની સરજત હશે, તો આપણ આજ મળ્યા છઈએ. બેટી કેમ તમે અહીં કેવી સ્થીતિમાં છો."

જુ૦—મારા વહાલા પીતા, એકવાર મારા ખાવંદના ઘરમાં આવ્યા પછી મારા સુખનો વધારો થયોછે. પોતાના ધણીનું ઘર તેજ મારૂં ઘરછે, તેનું રાજ તેજ મારૂં રાજ્યછે, અને તેમના સુખ દુખનો હમેશનો સાથી છું, પંણ પીતાજી આજ તમારે અહીં કેમ આવવું થયું. અહીં ખુશીની કે દીલગીરીની ખબર લાવ્યા છો.

બ્લેસ્કી—નહીં પુત્રી, હુંતો કાંઈ ખબર લાવ્યો નથી, પણ કાંઈ હોય તો તમારાથી સાંભળવાને આવ્યોછું. બેટી મેં તમારા ખાવંદ વિશે કાંઈ લોકચરચા સાંભળીછે તે ખરીછે કે ખોટી તે ખાતરી કરવા આવ્યોછું.

જુ૦—અરે વળી એ શું ! પીતાજી તમે લોકોથી શું સાંભળ્યુંછે તે જલદી મને કહી દો કે હું તમારી તે વિશેના ખરા ખોટાની ખાતરી કરૂં.

બ૦—મારે કહેવાની કાંઈ જરૂર નથી તું અહીં સુખીછે કે નહી ?

જુ૦—ઘણીજ સુખીછું. ( આ સાંભળી બ્લેસ્કી ચાલવા માંડેછે પણ જુલીઆ તેનો હાથ પકડીને) ના પીતાજી મને એમ વેહેમમાં નાખી ચાલ્યા ન જાઓ. આટલો લાંબો ફેરો ખાધો તે શું એટલાને સારૂં !

બ૦—બસ તું સુખીછે, એટલે હું પણ સુખીછું, હે, બેટી તું મને રજા આપ." એમ કહી તે જવા માંડતો હતો, એટલામાં જુલીઆ વળી તેનો હાથ પકડી બોલી "નહી પીતાજી હું તમને એમ જવા નહી દઉં; મને કહો કે તમે શું સાંભળ્યુંછે."

બા૦—વારૂં સાંભળ, લોકો ગામમાં બોલેછે કે તારો પતિ ઘણોજ વેહેમીછે.' તેના હાથ નીચે કોઇ પણ માણસો ટકતાં નથી તેથી એના વેહેમની તપાસમાં રહેજે, ખુબ યાદ રાખજે, બેટી ચાલ હું જાઉંછું." આમ બોલી બ્લેસ્કી ચાલી ગયો ને જુલીઆ દીલગીર થતી મન સાથે બોલી "અરે કેવો કારી જખમ, મારો વીશવાસુ નોકર સલમ જ્યારે એમ બોલ્યો, ત્યારે મેં એમ ધાર્યું કે તે બેવકુફ હશે, પણ મારા મુરબી પીતાજીને શું કહું, ઓ, ના, નહી, હું તો મારા પ્યારા ખાવંદ, વહાલા પ્રોટયુસનેજ વળગી રહીશ, હું કોઇનું કહ્યું માનવાની નથી, અરે પણ આજે શું થયું, તેઓ હજુ આવ્યા નથી. ઓ ખોદા, તેમને તારી વીશેષ સંભાળમાં રાખજે." એમ કહી નાસીપાસ થઇ ખુરશી ઉપર બેઠી અને થોડા વખતમાં પ્રોટયુસ આવ્યો.

જુ૦—"ભલે પધાર્યા વહાલા ખાવંદ, ચાલો તમે ભૂખ્યા હશો, આપણ નાસ્તો કરવા જઇએ," એમ કહી બને જણ નાસ્તો કરવા બેઠાં. ખાતાં ખાતાં જુલીઆએ પોતાનો ખાવંદ જે વિચારમાંજ મુગો મુઓ બેઠો હતો, તેને હસાવવાની ઘણીએક વેતરણ કરી પણ ફોકટ. હા, કેવું અજાયેબ જેવું હતું કે, એ બંને એકએક સામે બેહેલાઓના વિચારોમાં કેટલો કેટલો ફરક હતો, એકનું હૈયું પાપી હતું, ને બીજાનું નીરદોશ હતું, એક બીજા ઉપર ચુડણાં પાડવાની ગોઠવણ કરી આવ્યો હતો, અને તેથી ઉલટું જુલીઆ પોતાના ખાવંદને હશતો ને સુખી જોવાની આરજુ રાખતી હતી. આવી રીતે પ્રોટયુસની ચુપકીદીથી, જુલીઆ સમજી કે કાંઇ પણ તેના કામકાજના સંબંધ માંમાથો બનાવ બન્યો હશે, તેથી હવે વધારે વખત તેને પૂછવામાં સારૂં જોયું નહી, અને નાસ્તો ખાધા પછી, તે બાયડી પોતાના ઘરના કામકાજોમાં વળગી ગઇ, તેણીએ પોતાના બાપના આવવા વિશેનું પણ તેને કહ્યું નહી, એવુંજ ધારીને કે વળી કદાચ તે બ્લેસ્કીના આવવાનું કારણ પૂછે, જે જો તેણી કહેતો, વળી તે વધારે ઉદાશ થઇ જાય. જુલીઆતો પ્રોટયુસને ઘણોજ ખાલેસ મનનો ધારતી હતી, અને તેની ઉપર ફીદા ફીદા થઇ જાતી હતી, ને તેની ચાકરી કરવામાં કાંઇ પણ ખામી રાખતી નહી, પણ તેની સંધી મેહેનતની કદરતો, પ્રોટયુસની નજરમાં મરઘા આગળ મોતી નાખવા બરાબર હતી.

---

## પ્રકરણ ૫ મું.

# વિશ્વાસઘાત.

હવે આપણે જોઈએ કે, પ્રોટયુસ તેજ દાહાડાની સવારે પેલા પુલ ઉપર જઈ શું વાઘ મારી આવ્યો હતો. પેલો બુઢો જે લાકડી ટેકતો દુરથી આવતો તેની નજરે પડયો હતો, તે જયારે છેક નજદીક આવી પોંચ્યો તેને કે પ્રોટયુસની પીઠ હોકી, તેથી પ્રોટયુસે જાણે તેણે જોયોજ નહી હોયની એવું ડોલ ઘાલી એકાએક બોલ્યો "અરે ગ્રેટન સાહેબ કેમ છો? તબીયતતો ખુશ છે?"

**ગ્રેટન**—હા, મારા મેહેરબાંન હું સારી તંદુરસ્તીમાંછુ, મને તમારો કાગળ કાલ રાત્રે નવેકને સુમારે પુગ્યો હશે તે વાંચી હમણાં તે રોક્કાને માન આપવાને આવ્યોછું.

**પ્રોટયુસ**—(હશીને) ચાલો સાહેબ, આવ્યા તો ઠીકજ થયું, મને જરા તમારૂં ઘણે દિવસે કાંમ પડયુંછે, તે હું ધારૂંછું કે તમે બનાવી આપશો.

ગ્રે૦—અલબત સાહેબ, જો મારાથી બનશેતો, ઘણી ખુશીથી કરીશ. નહી સાહેબ, એમ તમને બોલવું ઘટે નહી, તમારા માનવીંતા પીતાજીએ મારી ઉપર તથા મારા કુટંબ ઉપર, એટલાતો ઉપકાર ને મેહેરબાંનીઓ કરીછે કે તેને માટે મને હજુ સરમ લાગેછે કે તેનો કાંઈએ પાડ આજ સુધીમાં અમારા તરફથી વળાયો નથી, અને રાંત્ર ને દીવસ વિચારમાંછું કે કયાંસુધી તેમના કીધેલા ઉપકારમાં ડુબેલા રહીશું. જો કાંઈ કામજ સોપશોતો તે મારી સરોચસમથી કરવાને હું બંધાયેલોછું.

**પ્રો૦**—શું તે કામ તમે સાંભલ્યું નથી, તેની અગાઉ તમે તે કરવાને **બંધાઓછો.**

ગ્રે૦—બ્યચીત હું બંધાયલોછું, અને લ્યો તે વિશે તમને વચન આપુછું, કારણ કે મારી ખાતરીછે કે તમારા જેવા દાયહા શખ્સ પાસેથી હું કદી પણ મુરખાઈની આશા રાખતો નથી. તમારૂં કામ શું હોય! કાંઈ વેપારને લગતુંજ હશે.

**પ્રો૦**—કેમ ત્યારે તમે હું કહું તે કાંમ કરવાને **બંધાએલાછો** હો, ચાલો ત્યારે સાંભળો. તમને ખબરછે કે નજદીક મહીનો થયાં મારા લગન થયાંછે.

ગ્રે૦—હા કેમ!

પ્રો૦—અને મારી સ્ત્રી ઘણીજ ખુબસુરત અને સદાચરણીછે એવુંબી તમે સાંભલ્યું છેની ?

ગ્રે૦—હા એ વાત પણ ખરી, તેણી તદન પાક દામાનછે.

પ્રો૦—હવે એતો બધા લોકોનું કહેવુંછે પણ મારી ખાતરી કરવી જોઈએ કેની કે તે પાક દામાનછે કે નહી ?

ગ્રે૦—અરે હવે વળી ખાતરી શાની જોઈએ.

પ્રો૦—કેમ વારૂં ? નહી નહી, તમે તેમાં ચુકોછો.

ગ્રે૦—વારૂં એ વાતતો રહી, હવે બોલોની મને કાંમ શું સોંપવાનાછો, મારે વખત થાયછે.

પ્રો૦—એજતો વળી ?

ગ્રે૦—શું ? મને તેની તપાસ લેવા કહોછો ?

પ્રો૦—તમે તમારા વચનથી બંધાયલાછો. જોઈએતો તમારૂં વચન તોડો.

ગ્રે૦—અરે, હું કેવો કમબખ્ત, આટલાં વર્ષ મેં કયાં કાટયાં કે વાત જાણ્યા અગાઉં હું વચનથી બંધાઈ ગયો. એ ખોદા, આ મારા બુઢાપાના વખતમાં મારી ઉપર આ શો ગજબ, કે આજસુધી મારા જાલવી રાખેલા મોટા માનનો મારા આવા વખતમાં ભોગ આપવો પડેછે. અરે કેવું હીણપસ્તી ભરેલું કામ; હું કેટલોબી લોકોના ધીક્કારમાં આવી પડીશ તેનો કાંઈ સુમાર પણ નથી, હવે બંધાણમાંથી છુટો શી રીતે થાઉં, તેનો કાંઈ વિચાર કરવો જોઈએ, અરે કાંઈએ સુજ નથી પડતું, અરે બેહતરછે કે મારો પ્રાણ જતો રહે, પણ હું એ કામ કદી કરનાર નથી. (પ્રોટયુસ તરફ ફરીને) મારા મોટા મુરબી, મારા જેવા બુઢા શખ્સ પાસે એ કામ કરાવવું તમને છાજતું નથી.

પ્રો૦—બુઢા મીત્ર, એ રીતે કલપાંત શું કરવા કરોછો. જાઓ હું તમને છોડું છું, પણ એવી કબુલાતથી કે તમે નહીતો તમારા બેટા સાજને એ કામ માથે લેવું.

ગ્રે૦—અરે હીણભાગય; શું હું છુટો થઈ મારા યુવાન પુત્રને શું ગામની નાલેશીમાં લાઉં ? નાચાર, વારૂં તેને કહીતો જોઉં, હું નથી ધારતો કે તે કાંમ માથે લેવાને સાજન હા કહે. (પ્રોટયુસ તરફ ફરીને) ભાઈ મારે કબુલછે. હું જાઉંછું અને સાજનને એ વિશે સમજાવુંછું.

પ્રો૦—સમજાવવાનું નથી, એ કાંમતો કરવુંજ પડશે.

એ સાંભલી ગ્રેટન બાપડો માથું કુટતો ચાલ્યો ગયો. પ્રોટયુસે આવો તેનો વિશ્વાસઘાત કરી જાણે શું એક વાઘ માર્યો હોય તેમ મન સાથે બોલવા લાગ્યો, "આહા કેવો એ બુઢાને સપાટામાં લાવ્યો, નહોતો એ બુઢો મરતાંબી હા કહેકે, આજતો મેં વિશ્વાસનો ભંગ કર્યો; પણ કાંઈ નહી તે સારાને મારેજછે, પણ સબુર, હવે એતો થયું, હવે મારે શું કરવું જોઈએ ? હું મારે સાજનને સારી તક આપવા સારૂં મારે કોઈ બીજે ગાંમ જાવું જોઈએ કે ફતેહમંદીથી મારૂં કામ પાર ઉતરે. પણ હા, એતો બધું ખરૂં પણ મારી કેમ ખાતરી થાય કે સાજન પોતાના કામમાં ફતેમંદ થયો કે નીશફળ, તે કદાચ મારી આગલ ઉડાવેતો નહી ? હા, સારૂં યાદ આવ્યું. હવે એનો શો ઉપાય કરવો, હું એમ બનેતો કેવું સારૂં કે હું મારી જુલીઆને એક વીટીની ભેટ આપું, અને તેણીને કહું કે કોઈને આપે નહી અને સાજનને કહું કે જો તે વીટી તેની પાસથી લઈ શકેતો જાણું કે તે પોતાના કામમાં ફતેમંદ થયોછે, અને જુલીઆ પાક દામાન નથી. હેં હેં હેં કેવા કેવા ઉપાયો સુઝેછે, દુનિઆરતોછું પણ કોઈ પરખનાર નહી મળે."

આ બુઢો ગ્રેટન આગલ લોવેથની ચાકરીમા હતો અને તેના હાથ નીચે એક ગરીબી હાલતમાંથી પોતાના ઉદ્યોગ અને પરમાણીકપણાથી ઘણો પૈસો મેલવ્યો હતો, તેને પ્રોટયુસ સાથે ઘણું કામ પડયું હતું નહી એટલે પ્રોટયુસની ચાલચલણ વિશે તદન અંજાણયો હતો. તોપણ, તેને પોતાના આગલા શેઠના દીકરા તરીકે જાણી ઘણુંક માન આપતો હતો. આવો વગર વિચારે વચન આપી તે ઘણો પસતાયો; પણ તેમાં તેનો શો વાંક, એક આબરૂદાર વેપારીનો છોકરો આવો વિશ્વાસઘાત કરે એ તેના સ્વપ્નામાં પણ હોય ? અને વેપારવણજનું કામકાજ મુકી દઈ એક સંસારના ગોટાળામાં નાખે, એ ઘડીભર પણ ધાર્યું હોય ? અને તે કાંમ પણ વળી બુટા માણસને સોંપે ? પણ આ સઘલી સ્વપ્નાની વાતો હવે ખરેખરી બની હતી, અને બુટા ગ્રેટન કાકાતો, પોતાના વચનથી બંધાઈ ચૂકયા હતા. ધીક્કારછે એવા ધણી ઉપર કે જયારે સાંનો ધણી તેની ઉપર વિશ્વાસ રાખી વાતો કરે, ત્યારે તેથી ઉલટોજ તે ધણી તેનો વિશ્વાસઘાત કરે; એ સાંભળતાં, ને વાંચતાં, ઘણોજ કંમકમાટ ઉપજેછે કે એવા માણસો પણ દુનિઆમાં જીવેછે. ગ્રેટન જયારે ઘર પૂગ્યો, ત્યારે તેનો છોકરો સાજ-

ને ઘરમા હતો નહી, તેથી પોતે માથું નાખી એક ટેબલ ઉપર દીલગીર જેવો બેસી રહ્યો, અને પછી બે કલાકે સાજન આવી પોંચ્યો. પોતાના પીતાને ઓટલા ઉપરજ આવી રીતે દલગીર ચેહેરે બેઠેલો જોઈ તે બોલ્યો "પીતાજી આજ શુંછે કાંઈ દીલગીર દેખાપોછો, મને જલદી કહો." ગ્રેટન બોલ્યો "બેટા વળી મારે માથે ફરજ આવી પડીછે."

સા૦—વળી શાંની તમારા બુટા જીવપર ફરજ પડી ?

ગ્રે૦—બેટા, બોલતાં મને ઘણીજ શરમ અને દુઃખ થાયછે.

સા૦—પ્યારા પીતાજી, જે કાંઈ પણ હોય તે બોલો, એમ મનમાં ને મનમાં મુંઝાયાથી તમારા જીવને કાંઈ હાણી થશે. હવે મારે તમારે માથે પડતાં કાંઈ પણ દુઃખો મારા શિર ઉપર ખેંચી લેવાં જોઈએ, કેમકે આ હાડકાં અને લોહી એ સર્વે તમારાથીજછે, તમારી ફરજછે કે, તમારી ઉપર પડતાં દુઃખોથી મને વાકેફ કરવો જોઈએ, અને પછી મારી ફરજછે કે બનતાં શુધી, નહીં જીવ જાય ત્યાં શુધી, તે દુખોનું નીવારણ કરવું.

ગ્રે૦—(ઘણી દીલગીરીથી) અફશોસ, અફશોસ, ઓ બેવિશ્વાસી દુનિઆ; વિશ્વાસ વગર કાંઈએ કામ ચાલે નહી. ત્યારે વિશ્વાસ તો કોઈ પણ સારા માણસ ઉપર રાખવો જોઈએ; અરે, પણ તેવાં માણસો ક્યાં મળેછે ? ખચીત આ દુનિઆંમાં તો છેજ નહી. ત્યારે શું તેઓ આકાશમાંછે ? પ્રોટયુસ જેવા માણસ ઉપર વિશ્વાસ નહી રાખું તો બીજા કોણ ઉપર રાખું. ઓ; દુનિઆં ડુબી ગઈછે, શું ધુવરનું ઝાડ અને ગુલાબનું ઝાડ ત્યારે એકજ કે ? દુનિઆં માહેલાં થતાં કામકાજો એક ઘડીઆળના ચક્રોમાં થતા ફેરફારની બરોબરછે, પણ જેમ એક ઘડીઆળ ગમે તેવાં બારીક અને ઉંચા સાંચાકામોથી ભરપુર હોય, પણ જયારે તેને કાંટા નથી હોતા ત્યાં શુધી તે તદન નકામું છે, તેમજ વિશ્વાસના કાંટા વગર દુનિઆના કામકાજોનું ઘડીઆળ રદ બાતલછે.

સા૦—પીતાજી તમે શું બોલોછો, વિશ્વાસ શાનો-ને પ્રોટયુસ શું ! કાંટા શાના !—મારા વહાલા દોસ્ત પ્રોટયુસનું નામ લેવાની તમને હમણાં શું જરૂર પડી.

ગ્રે૦—દલદર બેટા તને દલદર દોસ્તજ મળ્યોછે, તેટલા વાસ્તે તું દલદરીથી ભરેલું કામજ કર.

સા૦—પીતાજી તમને હું તો ત્યારનો પૂછું છું, કે શું કામ છે.

ગ્રે૦—નીચમાં નીચ કામ છે.

સા૦—તમારો શુકન હું કદી ફેરવીશ નહીં.

ગ્રે૦—ચાલ ત્યારે સાંભળ. એ બોલતાં મને બહુ શરમ લાગેછે, મારી છાતી ધરકેછે, એ કમનશીબ, પેલો બેવકુફ પ્રોટયુસ પોતાની ઓરત વફાદારછે કે નહીં તેની તપાસ લેવા ફરમાવેછે. અને તે વિશે મને આગળથી ચેતાવ્યા વગર મારી પાસેથી વચન લઈ તેને મારી સાથે વિસ્વાસઘાત કર્યોછે. એ હીણભાગ્ય એ શું !

સા૦—(ચીરડાઈ) એ બેહુંદા દોસ્ત. તને શું કમબખ્તી સુઝછે, મેં જ્યારે તને ઘસીને ના પાડી, ત્યારે મારા પીતાને તારા બંધનમાં લાવ્યો, અને તે પણ કેવી હોચકારી રીતે, હીમતજ હતિ તો પેહેલે એ બાબત કહીને શાવાસ્તે બુઢા પાસેથી વચન નહીં લીધું ? એ, જે ધણીએ તારા ઉપર વિસ્વાસ રાખ્યો, તેનો તેં વિસ્વાસઘાત કર્યોછે. ત્યારે અરે ખોદા કહે કે વિસ્વાસ તે કઈ જાતના માણસોમાં મુકાયછે, શું કાંઈ તેમને તેં નીશાની કરીછે. અરે ખચીત જો તેમ કીધું હોત તો જરૂર મારા પીના પેલા દગાખોરના દગાથી, દગો પામતે નહીં. (ગ્રેટન આગળ જઈને) ઉઠો, ઉઠો, મારા વહાલા બાપ કાંઈ ફીકર ન કરો, તમારાથી તો એ કામ બનેજ નહીં, હું તે માથે લેવાને તૈયારછું, બીજાોમાં, મારી ફરજછે ને હું તે કરીશ. કાંઈ એમ ના સમજતા કે હું તમારી ઉપર કાંઈ પણ જાતનો ઉપકાર કરૂં છું !

ગ્રે૦—(હુશીઆરીમાં આવીને)—અરે બેટા હું તારા ઉપકારમાં છું, કેમકે બાપને છાજે નહી, કે પોતાના છોકરાને આવા નિચ કામમાં સામેલ કરે.

સા૦—કાંઈ નહીં, હવે તો જે થયું તે થયું. પીતાજી હું કહુંછું, કે તમે જે કોલથી બંધાઈ આવ્યાછો, તે કોલમાંથી તમને છોડવી હું તે વચનથી બંધાઉંછું.

ગ્રે૦—વારૂ બેટા, હું તારો ઉપકાર માનું છું ને જાઉંછું. મને કાંઈ સુઝ પડતું નથી, મારૂં માથું ફરેછે તેથી જરા ઉંઘાઉંછું.

એમ કહી તે ઘરના અંદરના ભાગમાં ગયો. અને સાજન પોતાના બાપના જવા પછી એકલો મન સાથે વિચાર કરતો બેઠા અને ગુસ્સાથી મોટેથી બોલવા મંડયો "ત્યારે મારે હવે શું કરવું જોઇએ. હવે તરતજ પેલી હરણી જુલીઆની પાસ જાઉં અને તે નાજનીનને મારી મોબતનો ચખાસ ચખાડું, અને તેની ઉપર બેવફાઈનાં કેટલાંક અન્યાય મુકી તેણીને ગરૂરીના ધમકાવીને તાણા મારૂં, અરે હવે પવિત્ર ને અપવિત્ર કરી બહુજ ખુશી થાઉં અને ચંડાળ પ્રોટયુસના વેહેમના પરીણામો તેનેજ દેખાડું, એ બેઉ નર નારીને કદીએ સુખી થવા નહીં દઉં, અને ખચીત, ઓ ખોદા એ બેઉના જીગર ફાડીનેજ ખુશી થઇશ, કેમકે મુજ અને મુઝ પીતાને એને સંતાપમાં નાખ્યાછે. હવે પવિત્રાઇનું ડોળ ઘાલી, પ્રોટયુસને બંધાણમાં લાવું, અને ખચિત તેની ઉપર વેર લીધા વિના નચિંતે કદી સુઇશ નહીં, જેવો પાક હતો તેવોજ હવે નાપાક બનું, અને નાપાક બની જરૂર પાકને નાપાક બનાવું, પણ હમેશાં નેક માણસનું ડોળ ઘાલી ફરતો ફરૂં, અને નાપાક પ્રોટયુસને દુઃખ આપી જમેહ કરૂં, પણ હવે વેર લેવાની વાત તો પછી, હમણાતો એકવાર વચન આપેલું કામ કરવું જોઇએ. હવે જુલીઆની તપાસ શી રીતે લેવી, પ્રોટયુસની શી મરજીછે, તે પ્રથમ જાણવું જોઇએ. હવે જાઉં, ને જઇને પ્રોટયુસને મળું અને કેમ તપાસ લેવી તે વિશે મરજી પુછું. પણ હમણાં ઘણોજ વખત થઇ ગયોછે, તેથી આવતી કાલે વાત. હમણા તડકામાં જવાની મને ધાસ્તી લાગેછે. (બહુજ ગુસ્સાભેર) પણ યાદ રાખજે પ્રોટયુસ કે આટલા બંધનમાંથી મુકત થયા પછી તારો જીવ ઘણો ધાસ્તીમાંછે એમ ખુબ સમજજે.

---

## પ્રકરણ ૯ મું.

## પ્રોટયુસની બેવકુફાઈ, ને ઘાતકીપણું.

પ્રોટયુસે પોતાની ઓરત પાક દામાનછે કે નહી, તેની તપાસ લેવરાવવાનો એવો પક્કો ઠરાવ કર્યો હતો કે, તે અમલમાં લાવવાને કેવાંબી નીચમાં નીચ ઉપાયો વાપરવા પડે. તો તેની કાંઇ દરકાર રાખી નહી હતી, અને તે પણ વળી જેમ બને તેમ જલદી અમલમાં લા-

વવાને ખંતી હતો. સાજનના બાપ ગ્રેટન સાથે વિશ્વાસઘાત કરી આવ્યા ને બીજે દીવસે અને પોતાના પરણ્યાયાને બાવીશમે દીવસે, તે પોતાની નિર્દોશ જુલીઆની તપાસ લેવા સારૂં, તેની તપાસ લેનારને સારી તક આપા કીજે, પોતે કાંઈ કામને બાંને મીલાંન જવાનો ઠરાવ કર્યો, અને એક વખત તેણે કાંઈ પણ ધાર્યું, કે પછી ગમે તેવું તે બેવકુફાઈથી અથવા ભયંકર પરીણામોથી ભરપુર કાંએ નહી હોય, પણ તે પોતાની ધારેલી ધારણાને પોતાના જીવના જોખમે પણ અમલમાં લાવવાનોજ. તેણે જુલીઆને સાજનને સોંપી, પોતે એકલો મીલાંન જવાનો ઠરાવ કર્યો, અને જુલીઆની તપાસમાં તે કેવી રીતે પાર ઉતરીછે, તે વિશેની પોતાની ખાતરી કરવા, તેણીને એક વીટી આપવાનો હતો અને તે હવે આપવાને સારૂં જુલીઆ પોતાના ઓરડામાં શિવતી હતી, ત્યાં તે ગયો; તે કોઈ દીવસ જુલીઆના ઓરડામાં ગયેલો હતો નહી, તેથી આજે તેની આગળ જતાં, પોતાના મનમાં હલકું સમજયો. પણ તેથી ઉલટુંજ જુલીઆએ, પોતાના પતિને જેવો દુરથી આવતો જોયો કે, તે પોતાના ધણીની, આવી મેહેરબાંનીથી બેહદ ખુશી થઈ ગઈ, તો જો પ્રોટયુસ જુલીઆ સાથે એક બે કલાક દીલ રાખી વાત કરેતો, તે પોતાને બેહેસ્તમાં બેઠેલી સમજે. પ્રોટયુસને જો કે જુલીઆ ભણી ચાલવું ઘણું ભારી પડતું, પણ જાણે કાંઈ નહી હોય તેમ પોતે હસ્તા હસ્તા બારણામાં દાખલ થયા. જુલીઆએ પોતાની ખુરશી પરથી ઉઠી આવકાર દીધો "આવો મારા પ્યારા પતિ, તમારાં પવિત્ર પગલાં આજ પ્રથમ અહીં થયાંછે," પ્રોટયુસને આવું માન મળવાથી, તે વિચારવા લાગ્યો, કે તેને હું શી રીતે જવાબ આપું, અને પોતે કાંઈ વાતચીત કરવાની રીતભાતથી, અજાણ્યો હોવાને લીધે, જાણે તેણીને ખુશી કરવા બોલ્યો હોયની, તેમ બોલ્યો. "(હસ્તો,) હેં, એ તારો શાનો ઓરડો, એતો મારોછે."

**જુલીઆ**—અલબત, તે તમારો ખરો, પણ મારો એટલા સારૂં બોલી કે એ ઓરડો હું વાપરૂંછું. મારા ખાવંદ એ ઓરડોતો શું, પણ આખું ઘર આપણુંજછેની ? બેવકુફ પ્રોટયુસે જવાબ આપ્યો "હા, છેજતો, વળી તેમાં કહેવાનું શું. લોકો કહેછે કે મરદ, ઓરત પરણ્યા પછી તેઓ દરેક બાબતમાં ભાગ્યા લેખાયછે પણ તેમ અહીં નથી હો. યાદ રાખજે." પોતાના ધણીની આવી મુરખતાથી તે જરા મનમાં કચવાઈ

પણ શું કરે ? "એતો જેમ તમારી મરજી" જુલીઆ બોલી અને પ્રોટયુસે આટલું કહ્યા પછી તેની સામે ખુરશી લઈ ગેરસલુકાઈથી બેઠો, જાણે પોતે શું એક પંડીત હોશીઆર હોયનતો ! થોડા વખતમાં તે ઘણા દમામથી અને બેદરકારીથી બોલવા લાગ્યો. "જો સાંભળ, મારી જુલીઆ આ હું તને વીટી આપુંછું, તે ખુબ હુશીઆરીથી રાખજો" એમ કહી પોતે લાંબો હાથ કરી જુલીઆને વીટી આપવા લાગ્યો અને જુલીઆ તેના હાથમાંથી લેવા જાયછે તેવામાં તેના હાથને હડસેલી મેલી પોતે પોતાનો હાથ ખેંચી લઈ બોલ્યો "સબુર સબુર એટલી ઉતાવળમાં કેમ પડીછે. શું એકદમ ઘણી પસંદ પડી ગઈ કે કેમ ? જો સાંભળ એ અત્યંત સંભાળથી તારે રાખવી, અને જો કોઈને આપિશ તો તેના કડવાં ફળ તારે ચાખવાં પડશે." જુલીઆને આટલું અપમાન આપ્યું હતું તોપણ પોતાના ખાવંદને ખુશી રાખવા, તે હસ્તે મુખે બોલી "વારૂં મારા પતિ એ તમારી ભેટને હું ઘણી સંભાળીને રાખીશ.

**પ્રોટયુસ**—ત્યારે લે, આ વીટી.

જુલીઆ તેના હાથમાંથી લેવા જાયછે કે વળી પ્રોટયુસ પોતાનો હાથ ખેંચીને બોલ્યો "જો તપાસજે હો, હું પાછો આવીને માંગીશ ત્યારે આપવી પડશે," જુલીઆ જોકે આ બોલવાનો અર્થ કાંઈ સમજી નહી, તોપણ હા કહી તેની પાસેથી વીટી લીધી, પછી વીટી જોઈ, અને તેની ઘણાજ વખાણ કરવા લાગી જે પેલા બેવકુફે હસતાં હસતાં સાંભળ્યા કર્યું. છેલે તે એ વીટી તપાસી રહ્યા પછી, એકદમ જબકીને બોલી ઉઠી "શું એ વીટી તમે કયારે માગશો ?"

**પ્રો૦**—(દમામમાંજ) જયારે પાછો આવીશ ત્યારે.

**જુ૦**—(અધીરાઈથી) ત્યારે તમે કેંહે જવાનાછો કે શું ?

**પ્રો૦**—અલબત.

**જુ૦**—તો, શું મને લીધા વગર ?

**પ્રો૦**—હાસતો.

**જુ૦**—ત્યારે હું એકલી અહીં કોની પાસે રહીશ ?

**પ્રો૦**—હું તેનો બંદોબસ્ત કરી જઈશ.

**જુ૦**—પણ મને સાથે લઈ જવામા અડચણછે ?

પ્રો૦—ખચિત, હું કામેકાજે જાઉં, અને તુંને પૂછડાની માફક કયાં લઈ જાઉં.

જુ૦—(દીલગીરીથી) અરે ત્યારે શું હું પુછડું કે. ?

પ્રો૦—તું મારી પુઠે પુઠે હું જયાં જાઉં ત્યાં આવેતો પૂછડાં જે-વીજ લાગે કે નહી ?

આવી તેની બેહુદાઈ અને નિરલાજરી ચાલથી જુલીઆને જોકે ઘણુંજ લાગ્યું, પણ કરેશું, તે બાપડી ચુપકીદીથી બેસી રહી. એ પ્રમાણે થોડો વખત ગયા પછી એકાએક ઓરડાનું બારણું ઠોકાવાનો અવાજ આવ્યો. બે ચાર વાર ઠોકાયું, પંણ અંદરથી કોઈએ જવાબ વાલ્યો નહી. જુલીઆ તો જવાબ આપવાને તૈયાર હતી, પણ તેમ કરવાને તેણી માત્ર પ્રોટયુસથી બીહતી હતી, અને પ્રોટયુસ તો વળી આવી નજીવી બાબતમા પણ તેની તપાસ લેવા બેઠો હતો. કેમકે તે થોડા વખતમાં લગાર ગુસ્સામાં બોલ્યો "કેમ સાંભળેછે કે નહીં."

જુ૦—(બીહીતી) હા, સંભળાયછે તો ખરૂં, પણ જો તમારી રજા હોયતો ઉંઘાડું.

પ્રો૦—એમાં વળી રજા શાની જોઈએ, કાંઈ સાધારણ અક્કલ પણછે કે નહીં.

જુલીઆ આ સાંભળી ઘણીજ ચીરડાઈ ગઈ, અને તેથી તે જરા ધીરજથી પણ ગુસ્સામાંજ બોલી "એ બાબતમાં તો સાધારણ અક્કલ જોઈએ, ત્યારે શું હું તમારી સાથે આવું તો પુછડામાં ખપું એ પણ સાધારણ અક્કલનો માણસ કબુલ કરે કે ? "

એટલું બોલી જુલીઆએ બારણું ઉંઘાડયું, અને ઓરડામાં તે-ઓનો એક નોકર દાખલ થઈ, પ્રોટયુસ આગળ જઈ નમીને બોલ્યો, "મેહેરબાંન સાહેબ કોઈ ગ્રહસ્થ બહાર દરવાજા આગળ આવ્યાછે તે તમને મલવા ઇચ્છેછે." હીચકારો પ્રોટયુસ આ સાંભળી મનમાં બીધો કે વળી મને કોણ મલવા માંગતું હશે. પછી બોલ્યો "બોલાવ તેમને અહીં." આ સાંભળી જુલીઆ ઓરડાની બહાર જાતી રહી કે કાંઈ કાંમકાજ સંબંધી વાત કરવાના હશે. થોડા વખતમાં સાજન ઓર-ડામાં દાખલ થયો. જેને જોઈને પ્રોટયુસ જોકે બીધો તોપણ મન સાથે ખુશી થયો કે, ચાલ એજ આવ્યો તો સારૂં થયું. સાજને ખુરશી લઈ બેઠા પછી પ્રોટયુસે હલવેથી તેને પુછયું કે "હું ધારૂંછું કે તમે પેલાજ કામ સારૂં આવ્યા હશો. ?

**સા૦**—(અનકારાથી) હા, મેહેરબાંન નેકનામી તો સારી કરીછે.

**પ્રો૦**—એતો સૌ સૌના જેવા વિચાર. કોઈના વિચાર એકમલતા થાયછે ?

**સા૦**—પણ તમારા જેવા હાલના વિચારો તો મેં કોઈ કાળે પણ સાંભલ્યા નથી.

**પ્રો૦**—તમે મને સમજાવવાની મેહેનત કરશો તો ફોકટ.

**સા૦**—(ચીરડાઈને) શું તમે ત્યારે હજુ તમારી હઠીલાઈની ટેવ નથી મૂકી કે ?

**પ્રો૦**—તાઢ જાય રૂવે, અને આદત જાય મુવેજ તો.

**સા૦**—આ તમે કેવી બેહાઈના જવાબ આપોછો તેનો તમારે કાંઈ વીચાર નથી.

**પ્રો૦**—એમછે તો ખરૂં, તેમાં તમે શું કરશો.

આવી સોખાઈથી ઠંડે પેટે પ્રોટયુસને જવાબ આપતાં સાંભળી, સાજનનું ઘણુંજ પાકી આવ્યું, તેથી તે ચીરડાઈને બોલ્યો, "જો હું તારો બાપ હોઉં તો તને મારા ઘરમાં આ રીતની તારી બેવકુફાઈને સારૂં એક ઘડી પણ ઉભો રેહેવા ન દઉં.

**પ્રો૦**—(ધીરજથી) હવે તમે મારી સાથે કામની વાત કરવા આવ્યાછો કે મારામારી કરવા. જો તેમ હોયતો મને કહી દો.

**સા૦**—હું તમારી સાથે મારામારી કરવા આવ્યોછું.

આ સાંભળી પ્રોટયુસ ખુરશી ઉપરથી ઉઠી બોલ્યો "ચાલો ત્યારે મને તમારા બાપને મળવા વિના છૂટકોજ નથી" આ શબ્દથી સાજન નરમ પડી ગયો કે રખે વળી મારા બાપ પાસે જઈ, તેમને કંટાળો આપે. તેથી તે બોલ્યો "ચાલો આવો, હવે મને કહો કે તમે શી રીતે તમારી ઓરતની તપાસ લેવરાવા માંગોછો.

**પ્રો૦**—મારે જોવુંછે કે તે મારી તરફ વફાદારછે કે નહી.

**સા૦**—અરે હા તેતો હું જાણુંછું, પણ તમે શી રીતે—આટલું બોલી તે અટકયો. એવું સમજીને કે જયારે પ્રોટયુસ તેની લીધેલી તપાસથી કેવી રીતે શંતોશ પામશે એવું કાંઈ કહેતો નથી, ત્યારે તો તે થોડા દહાડા પછી, પ્રોટયુસ આગળ કાંઈ પણ રીતે તે વાત ઉડાવશે.

**પ્રો૦**—કેમ તમે બોલતાં અટકી કેમ ગયા ?

**સા૦**—ના, કાંઈ નહી, માત્ર અમથુંજ.

જો કે પ્રોટયુસ તો તેને કેવી રીતે જુલીઆની પરીક્ષા લેવી, અને તે કેવી રીતે તેથી સંતોશ પાંમશે, તે કહેવાનોજ હતો તો-પણ આ વેહેમી વેપારી સાજનના આટલા અચકો જવાથી હજારો જાતના વહેમમાં ગરકાવ થયો. પણ જયારે તે વિશે કાંઈ પણ કારણ તે અટકળી નહી શકયો ત્યારે તે બોલ્યો "ચાલો ત્યારે સાંભળો હું આજ રાતની ગાડીમાં મીલાંન જાવા ધારૂંછું.

સા૦—કેમ વારૂં?

પ્રો૦—કેમ વારૂં? તમને મારી જુલીઆની પરીક્ષા લેવાને સારી તક મળે તેટલા વાસ્તે." સાજને જોયું કે, તેની તેવી તપાસથી, તે કેવી રીતે સંતોશ પાંમશે, તે વીશે હજુ કાંઈએ બોલતો નથી. એવું ધારી ઉઠયો અને "ઠીકછે" બોલી જવા માંડતો હતો. પણ પ્રોટયુસે બુમ પાડીને કહ્યું "પણ બેસો, સાંભળો, એટલા ઉતાવળમાં કેમ પડયાછો."

સા૦— (અજાણ્યો થઈને) હજુ, વળી કાંઈ રહી ગયુંછે કે?

પ્રો૦—હાસ્તો વળી, હું મીલાંન જઈ પાછો આવું, ત્યારે તમે તો મને ખુશાલ કહો કે હા તે પાક દામાનછે અને પોતાની તપાસમાં ફ-તેમંદ નીકળીછે તો મારી કેમ ખાતરી થાય? હું કેમ માનું?

સા૦—હું; તારે મારી ઉપર તમારો વિશ્વાસ તો છેજ નહી કે? ચાલો ત્યારે બોલો, તમારી મારે કેમ ખાતરી કરવી.

પ્રો૦—(હલુથી સાજનની પાસે આવી)—જુઓ, મેં જુલીઆને એક વીટી આપીછે, અને તેણીને ઘણીજ સંભાળથી રાખવા કહીછે. તેથી જો તમે તે વીટી તેની પાસેથી લઈ શકશો તો હું તમને ફતેમંદ સમજીશ, ને મારી જુલીઆ બેવફાછે, એવું નકી માનીશ, અને વળી જો તે વીટી આવીછે." એમ કહી તેને જે વીટી જુલીઆને આપી હતી તેમાંનીજ એક બીજી દેખાડી તે જોયા પછી સાજન ઓરડામાં-થી બાહાર નીકળયો અને બીજે બારણેથી જુલીઆ ઓરડામાં દાખલ થઈ, તેવોજ તેણીના ખાવંદે, સાજન તરફ આંગળી બતાવી બોલ્યો "જોયો કે, પેલાના સ્વાધીનમાં હું તમને સોપી જઈશ."

જુ૦—ના, મનેતો તેનું મોઢું દેખાતું નથી.

પ્રો૦—ત્યારે તો સબુર." એમ કહી તેને સાજન જે દૂર વેર ચા-લી ગયો હતો, તેને હાંક મારી બોલાવ્યો. સાજન તો એટલો ચીરડા-યો હતો કે તેનું પાછું આવવાનું જરાએ મન ન હોતું, પણ તેને

ઘડીભર વિચાર આવ્યો, કે કદાચ વળી પ્રોટયુસે પોતાનો વિચાર ફેરવ્યો હોય અને પોતે પણ ચાલતાં ચાલતાં કાંઈ વિચાર કર્યો હતો, તેથી તેને પાછું ફરવાનું દુરસ્ત ધાર્યું. સાજન પાછો ફરી ઓરડામાં દાખલ થયો કે પ્રોટયુસે જુલીઆને ઈસારત કરી કે તેનું મોઢું જોઈ લીએ. પણ હવે સાજનને શું કહે તે વિશે તે ગભરાવા લાગ્યો. અંતે તેને કાંઈ પણ વિચાર સુજ નહી પડવાથી તે બોલ્યો "માફ કરજો તમને કાંઈ કહેવાનું હતું તે ભુલી ગયોછું, તમે હવે સુખેથી સીધારો." સાજને જોયું કે, પ્રોટયુસે કાંઈ પણ પોતાનો વીચાર ફેરવ્યો નથી, તેથી પોતે જે વીચાર કર્યો હતો, તે અમલમાં લાવવા સારૂં બોલ્યો, "માફ કરજો સાહેબ, તમે જે કહ્યું હતું તે હું સઘળું ભુલી ગયોછું, તેથી મને એક કાગળના ટુકડાપર લખી આપો તો મોટી મેહેરબાની."

પ્રો૦—હા, એમાં મને કાંઈ અડચણ નથી, એમ બોલી તેને જુલીઆની પરીક્ષા કેવી રીતે લેવી, અને તેમ કીધા પછી, તે વીશેની પોતાની કેમ ખાત્રી થાય તે સઘળું લખી આપ્યું. આ લઈ સાજને પોતાના ઘર તરફ રસ્તો લીધો. આ રીતે લખાવી લેવામાં તેની મતલબ એજ હતી કે કોઈ પણ દહાડે જો તક મળે તો એ કાગળથી કરી, પ્રોટયુસ ઉપર વેર લેઈ શકે.

હવે સાજનના ગયા પછી પ્રોટયુસે બાકીનો દિવસ પોતાની સઘલી તૈયારી કરવામાં કાટયો. અને રાતના ખાણું ખાધા પછી તે પોતાના બાગમાં એક આશાએશ લેવાની ખુરશી ઉપર અધેલાઈને બેઠો. જુલીઆ જેને પોતાનો આખો વખત દલગીરીમાં અને રડવામાં કાઢયો હતો, તેણે પ્રોટયુસને એકલો બેઠેલા જોઈ તેને પોતાની સાથે લઈ જવા વિષે કાંઈ કહેવા આવી.

જુ૦—ઓ વહાલા ખાવીંદ, એમ મને તમે એકલી મુકીને કયાં જાઓછો ?

પ્રો૦—ઓહો ! જુલીઆ કે ? હં, હવડાં તો જરા થોભ, મને આસાએશ લેવા દે, હમણાં તો ઘણો થાકી ગયોછું.

જુ૦—સુખેથી આસાએશ લીઓ, પણ હે પ્રાણપ્રીય મને પણ તમારી સાથે લેતા ચાલો.

પ્રો૦—પણ હું કાંઈ કામ સારૂં જાઉં, ત્યાં તને કેમ લેતો જાઉં ?

જુ૦—ત્યારે હું એકલી કોની સાથે રહીશ.

પ્રો૦—મારા વહાલા દોસ્ત સાજનને મેં તારી સંભાળ લેવા કહીછે, કાંઈ ફીકર ન રાખ તે ઘણો પ્રમાણીકછે.

જુ૦—એ મારા જીગરના હાર, મારા મનની માળા, મને એકલી મુકી જાવાની તમને કેમ હીમત ચાલેછે. સાંભળો વહાલા, કે કીલ્લા સીપાઈઓ વીના નકામાછે, વહાણ પોતાના નાખુદા સીવાય રદછે, અને શાહી કલમ વીના શું કામની, તેમજ હું તમારા વીના તદનજ નકામીછું. મારા પતી તમને છાજે નહી કે એમ મને તમે એકલી મુકી જાઓ. તમારો દોસ્ત ગમે એવો પ્રમાણીક હોય પણ મને તે શું કામનો. એ જીગર તમે મારી ઉપર બહુજ કૃર બનોછો, પણ તે શા વાસ્તે, મારી શી તકશીરછે તે મને કહો, અને હું એકપણ બોલ બોલ્યા વીના ચાલી જઈશ. એ જરાક સમજો કે લોકોમાં મારી કેવી તમે ફજેતી કરોછો, અરે કેવું તમારૂં ઘાતકી દીલ કે તમે આ મારી ખરી જીગરની કલપાંત મુગા મુગા સાંભળોછો. હું કેવી નિર્દોશછું તેતો મારૂં દીલજ જાણેછે. વારૂં કહોતો ખરા કે તમે પાછા કયારે આવશો.

પ્રો૦—હું થોડા દીવસમાં આવીશ, હજુ તે વીશે કાંઈ નકી નથી.

જુ૦—(પડી જઈને) એ કૃર દીલના ખાવીંદ, એ ઘાતકી, એ નીર્દય, આ મારી શી હાલત તમે કરીછે ! અરે જયારે મુજ જેવી નીર્દોશ ઉપર આવો જુલમ ગુજારોછો ત્યારેતો ખોદાએ તમને કોઈ તમારે માથેનીજ આપવી હતી કે તેજ તમારા જુલમને પુરી પડતે, નિર્દોશ ઉપર નિર્દય થાવું એછે નિલાજરાનું કામ, જાલમ ઉપર જુલમ કરવો એછે જબરદસ્તનું કામ, અરે હું ટળવળી મરીશ, હું કદી નથી જીવનાર."

આ સાંભળી પ્રોટયુસ ચીરડાઈ ગયો અને ત્યાંથી ઉઠી જઈ ઘરમાં આવી બીછાના ઉપર સુઈ ગયો. તેજ રાતના તેને બે વાગતે ઉઠવાનું હતું, કેમકે તેના ઘરથી સ્ટેશન સુધી જાવાનો નજદીક બે કલાકનો રસ્તો હતો, અને ગાડી વેનીસથી પાછલી રાતના ચાર વાગતે મીલાન ખાતે ઉપડી જાતી હતી.

જુલીઆ આ જોઈ પાછી ઘરમાં રડતી રડતી આવી અને સુતી પણ અરે, તેણીને ઉંઘતે શી રીતે આવે ? જેનું દીલ તદન ખાલીસ અને જેની ઉપર આવો વગર વાંકનો જુલમ તેને આવા ગેરઈનસાફથી કેટલું લાગવું જોઈએ તેની મુનસફી કરવાનું વાંચનારનેજ સોપીએ

છઈએ. ઘણીજ ગમગીનીથી તેણી માત્ર પોતાના બીછાના ઉપર આલેટાઈ પણ તેને જરા ઉંઘ આવી નહી. એકલું રહેવાનું તેનું જરાએ મન ન હોતું અને તેથી તેણે વળી પોતાના ખાવીંદને જતી વખતે બે બોલ કહેવાનો વીચાર કર્યો, અને પછીબી જો તે નહી માનેતો પોતાના બાપને ઘેર રેહેવા જાવાની રજા લેવાનો ઠરાવ કર્યો. આવા વીચારમાંજ કેટલોક વખત વહી ગયો અને આશરે હડી વાગાને સુમારે પ્રોટયુસ ઉંઘમાંથી ઉઠયો, અને પોતે જાવાની તૈયારી કરવા લાગ્યો. અને ગાડી જોડવાની વરદી પોતાના નોકરને આપી. જુલીઆએ વળી તેને ઘણોક સમજાવ્યો પણ પ્રોટયુસની કાંઈ ખરેખરીજ કામે જવાની મતલબ હતી કે તેને લઈ જાય? તેની મતલબતો બુરીજ હતી અને તેણીને વાસ્તેતો તે જવા નીકળ્યો હતો, ત્યારે વળી તેને શી રીતે સાથે લઈ જાય. જયારે પ્રોટયુસે તદનજ ના પાડી ત્યારે તે બોલી "ત્યારે તમે જઈ આવો ત્યાંસુધી હું મારા પીતાને ઘેર જઈ રહું ?" પણ વળી જો એમ કરે તો પ્રોટયુસની સઘળી ધારણા નીષ્ફળ જાય તેથી તેમ કરવાની પણ તેને કાંઈ રજા અપાય ? નહીંજ. તેથી તે બોલ્યો "તારૂં ઘર કીયું. આ કે તારા પીતાનું ?"

જુ૦—મારૂં ઘર આજતો. પણ જયાંસુધી તમે હો ત્યાંસુધીજ.

પ્રો૦—(ચીડાઈને) ત્યારે શું વળી તું મને મારી નાખવાજ બેઠીછે કે કેમ ?

જુ૦—(ગભરાઈને) અરે એટલા તમે વેહેમી કેમ થઈ ગયાછો. હું તમને તેમ કયાં કહુંછું.

પ્રો૦—ત્યારે વળી બીજું શું. નહીં નહીં તારા બાપને ઘેર તારાથી રેહેવાય નહીં. હું જાઉં ત્યારે મારા ઘરની તપાસ કોણ કરે. મેં તારે સારૂં મારા બાપથી જુદા રેહેવા જુદું ઘર લીધું તે શું તું ઉંઘાડું મેલી ચાલી જશે કે ?

જુલીઆ આ સાંભળી ઘણીજ દીલગીર થઈ ગઈ. આવાં કઠણ દીલની તેણીએ આશા રાખી હતીજ નહીં. હવે તે ઘણીજ નિરાશ થઈ ગઈ અને રડતી બોલી, "ઓ મારા વહાલા ખાવીંદ મારી ઉપર જરા તો મેહેરબાની કરો. અરે કસાઈના દીલમાં પણ જરા રેહમ હોયછે પણ તમારામાં નથી, મારી ઉપર તમે આટલા શા સારૂં ઘાટકી બનોછો. અરે મેં તમારી કાંઈ તકસીર કરી નથી" તે એ પ્રમાણે ઘણુંએ બોલી પણ તે ઉપર પ્રોટયુસે જરાએ લક્ષ આપ્યું નહીં અને પોતે તૈયાર થઈ ચાલી ગયો.

## પ્રકરણ ૭ મું.

# સોબત તેવી અસર.

સાજન પ્રોટયુસ પાસેથી જેવો પેલો દસ્તાવેજ લઈ ગયો, તેવોજ સીધો પોતાને ઘરે ગયો, તેનો બાપ તે દીવસની પ્રોટયુસની ચાલથી ઘણોજ દલગીર થઈ ગયો હતો, અને તે એટલો તો દુખી થયો હતો કે કેટલાક દિવસ સુધી તે પોતાનું બીછાનું છોડી શકયો નહીં. કેમકે, પોતાના એકપુરા બેટા વીશે તેને ઘણુંજ લાગતું હતું, કે રખે તે ગામની નાલેશીમાં આવી પડે. જેવો સાજન ઘર પુગ્યો કે લાગલો પોતાના બાપના ઓરડામાંજ ગયો, કે જયાં તે પ્રમાણીક બુઢો બેફામ હાલતમાં પડેલો હતો તેમાંથી સાજને તેને ઉઠાડી પ્રોટયુસ સાથે હમણાં શી શી વાતો કરી આવ્યો હતો, તે સઘળી કહી, જે પેલા બુઢાએ ઘણીજ ધીરજથી પણ કંટાળાથી સાંભળી અને ત્યારપછી સાજને પેલો દસ્તાવેજ તેને રાખવા આપ્યો.

ગ્રે૦—મારા વહાલા બેટા ત્યારે હવે તું શું કરવા ધારેછે.

સા૦—શું કરીએ હવે, તે તમેજ કહોની ?

ગ્રે૦—તારે ગમે તે કર પણ જો સંભાળજે, મારી આટલા વરસોની આબરૂ બનતાં સુધી તું ગુમાવતોના, તે મારૂં સહુથી મોટામા મોટું ઝવેરછે અને તે મેળવવામાંજ આટલાં વરસ ઘણીજ કષ્ટીથી કાઢયાંછે. અરે મને મારી આબરૂ ઘણીજ વહાલીછે, અને જો જરાબી તેને ધકો લાગ્યો તો તે મને પાછી મેળવવી ઘણીજ કઠણ થઈ પડશે. કેમકે હવે મારા હાથમાં એટલો વખત પણ નથી શા વાસ્તે કે હવે હું બુઢો થયોછું.

સા૦—નહીં, મારા પીતાજી તે કાંઈ કહેવાઈ શકાતું નથી કે હું વધારે વખત જીવી શકું કે તમે. કેમકે ઘણી વખત બનેછે કે જુવાન માણસ એક ઘડીમા કાંઈ દરદથી અથવા કજાથી મરણ પાંમેછે અને બુઢાઓ લાંબો વખત જીવેછે.

ગ્રે૦—પણ હવે એ વાતતો રહી, તમે તમારૂં કામ પુરૂં કરી એવી વાતો કરજો, હમણાં એવી ફીલસુફીની વાતો કરવાનો વખત નથી.

સા૦—અરે મને એ વાત યાદ આવેછે કે જાણે કાંઈ મારી છાતીમા ખુંચેછે," એમ કહી તે ઓરડાની બહાર ઝડપથી નાસેપાસ થતો

ચાલી ગયો, **અને** વીચારવા લાગ્યો કે કાંઈ પણ કરીને જો ટુકમાં પેલી વીંટી મારા હાથમાં આવતી હોયતો ઘણું સારૂં. પ્રોટયુસે તો માત્ર પેલી વીંટી લેવા કહીછે ત્યારે તે કાંઇ પણ રીતે હું લઈ આવીશ. આ વિચાર મને ઘણો સારો સુજયોછે કેમકે તે ટુકામાં પતે એવોછે. આ વીચારથી તે ઘણોજ ખુશી થઈ ગયો, પણ તેમાંથી તેના કેવાં પરીણામો ચાખવાં પડે તેનો વિચાર તેણે કાંઈજ કીધો નહીં તેણે જયારે તે વીંટી કોઈ પણ વીચારે લેવાનો ઇરાદો કીધો, ત્યારે તે કેવી રીતે પાર ઉતારવો તેનો અંદેશો કાંઈ પણ કર્યો નહીં, કારણ કે હમણાં તેને કાંઈ પણ વીચાર બરાબર સુજતો નહીં. તે વીંટી પોતે ચોર્યાથી બાપડી જુલીઆને કેટલી અડચણમાં બલકે નામોશીમાં નાખે તેતો તેને યાદ આવ્યુંજ નહી. વળી તે થોહોક વાર વીચારમાં બેઠો અને જુલીઆના ઘરના ખુણાઓ જોવાનો તેણે ઠેરાવ કીધો, કે તેથી કરીને તેને ચોરી કરવાનું સેહેલ પડે, કે વખતે પકડાઈ જાયતો બહાર નહાસી જવાનો રસ્તો માલમ પડી આવે, તે પોતા ઉપરની આવી ભારી ફરજ ઉતારવાને એટલો તો ઉતાવલમાં પડયો હતો કે લાગલોજ તેજ વખતે તે જુલીઆને ઘેર જવા નીકળ્યો.

અરે, આવી પ્રોટયુસની બેવકુફીથી અને તેની દોસ્તીથી આ સાજન જેવા એક ગરીબ પણ આબરૂદાર ઉપર કેવી ખરાબ અસર થઈ હતી, અને તેથી તે કેવાં કેવાં પાપી કરમો કરવાનો વિચાર કરતો હતો. આવા ચોરીના તથા તરકટના વીચારો તેણે કોઈ પણ દહાડો કીધેલા નહીં, તે હમણાં પાકો ચોર તે શી રીતે થઈ શકે. તેનો સારો સ્વભાવ પેલા બુરા પ્રોટયુસની બેવકુફીથી દીનપર દીન બીગડતો જાતો હતો.

હવે સાજનના ઘરમાંથી નીકળી થોહોક વખત જુલીઆ વીશે ધ્યાન પુગાડીએ, કે તે બાપડી પોતાના ખાવીંદના ગયા પછી શું કરેછે. પ્રોટયુસના ગયા પછી જુલીઆ—તેની કમનસીબ જુલીઆ—તેની જુદાઈથી ઝુરવા લાગી. તે બાપડીને હવે શું કરવું તે હવે કાંઈ સુજે નહી. પણ આ વખતમાં તેને દીલાસો દેનાર કોણ હતો ? કોઈજ નહીં પણ તેનો બચપણનો વીશ્વાસુ નોકર સલમ હતો. પ્રોટયુસના ગયા પછી તે પોતાની શેઠાણીને ઘણોક દીલાસો આપતો, અને હરેક રીતે સમજાવતો પણ તે સઘળું ફોકટ હતું. પ્રોટયુસનું નામ તે ઘડી ઘડી પોકારી રડતી, અને જાણે તે તેની સાંમે આવી ઉભો હોય

તેમ તેને ઘણાજ કાલાવાલા કરતી અને વખતે તેની ઉપર એકદમ ગુસ્સે થઇ જાતી. આવી તેની હાલત જોઇ સલમને બહુજ લાગ્યું અને તે એક દીવસે બોલ્યો "બાઈ મનેતો એવું લાગેછે કે પેલો ચંડાળ પ્રોટ-યુસ જે ધણીને તમુને સોપી ગયોછે તે ઘણું સારૂં માણસછે, વાસ્તે જો તમારો હુકમ હોયતો તેને હું આંહી બોલાવી લાવું.

જુ૦—(ચીરડાઈને) એો ચંડાળ નીકળ આંહીથી ખબરદાર જો મારા ધણીને તેં કાંઈપણ આડા શુકનો વાપર્યાછે તો, અને વળી પેલો સારૂં માણસ હોયતો તેના ઘરનો, મને તેની સાથે શું લાગેછ વલગેછ. હું તને કહુછું કે તેને મારી આગલ તું બોલાવે નહી.

સ૦—વારૂં હું નહી બોલાવીશ, પણ હું ધારૂંછું કે તે પોતાની મેળે તમારી ખબર અંતર પુછવા આવવો જોઈએ.

જુ૦—(હાય મારીને) અરે એો બોદા, આ મારી ઉપર તું શું કરવા જુલમ પાડેછે, અરે સલમ તે જો આવેતો કાંઈપણ રીતે તેને જુઠું સાચું સમજાવી બાહાર કાઢજે.

સ૦—પણ બાઈ સાહેબ એ તમે શું બોલોછો, મારી શી તાકાત કે તેને અહીયાથી કાઢી શકું. જો આવેતો તમેજ તેની સાથે વાતચીત કરતાંના એટલે તે પોતાની મેળે કંટાલીને ચાલી જશે, પણ યાદ રાખજો કે એના ફળ સારાં નીપજવાના નથી, કેમકે તમે જો તેને કોઠું આપશો નહીતો તે તમારા પતી ઉપર તે બીના વીશે લખી જણાવશે અને વળી તમેતો તે કરપીનને ઘણાં ચાહોછો ત્યારે થાશે શું ?

જુ૦—અરે એો બેવફા નોકર, શા વાસ્તે તું મારા દુખના વખ-તમાં મારી ઉપર ડામ મુકેછે. શું કરવા તું મારા ખાવીંદને એવા શબ્દો ઓચરેછે, જેવોછે તેવો એ માહરો વાહાલો પતીછે.

આ સાંભળી સલમને ઘણુંજ ઉભરાઈ આવ્યું, અને મનમાં સમ-જયો કે તેતો ઉલટો પોતાની બાઈને દીલાસો આપવાને બદલે દુખી કરેછે, તેથી તે બોલ્યો "વારૂં ચાલો હોશે તમે જયારે પ્રોટયુસ ઉપરજ વીશ્વાસ રાખોછો ત્યારે હું જે તમારો હંમેશનો વિશ્વાસુછું તેથી બમણો બનીશ."

સલમ આટલું બોલી રહયો કે તેને આગલાં બારણાં ઠોકાવાનો અવાજ આવ્યો. તે સાંભળી જુલીઆને ત્યાંની ત્યાંજ મુકી બારણા તરફ દોડી ગયો અને બારણું ઉંઘાડી જોએછે તો તેની અચરતીનો

શો પાર ? તેને થોડાક વખત અગાઉ જે સાજન વિશે વાતો કરી હતી તેજ સાજન તેની સામે ઉભેલો નજરે પડયો, અને તેથી તે બોલ્યો "આવો ભલા મરદ તમે કોને પુછોછો ? "

**સાજન**—જે ધણીને જુલીઆને સોંપી જવામાં આવીછે તેજ હું છું, અને તે બાઈને હમણા મલવા આવ્યોછું.

**સલમ**—તમારૂં નામ શું સાહેબ ?

**સાજન**—મારૂં નામ સાજનછે.

**સલમ**—જરાક સબુર કરોતો હમણાં મારી બાઈને તમારે વીશેની ખબર આપું.

**સાજન**—ઠીકછે, બેલાશક પુછી આવો તેનો કાંઈ મુજાકો નથી.

સલમ જેવો જુલીઆના ઓરડામાં દાખલ થયો કે તેણે ઘણીજ આતુરતાથી પુછ્યું "શું મારા વાહાલા ખાવીંદ આવ્યાછે ? "

**સલમ**—બાઈ તમો કાંઈ દીવાનાં થયાંછો, બસ હર ઘડીએ તેનેજ યાદ કર્યા કરોછો. અરે પેલો હું કહેતો હતો તે સાજન આવ્યોછે અને તમને મલવા માગેછે.

**જુલીઆ**—અરે એ રેહેમી ખાવીંદ, હવે તું મારી ઉપર મેહેર કર. સલમ, હું તને ઘણી આજીજી કરી કહુછું કે મને મારા ખાવીંદની ગેરહાજરીમાં કોઈપણ અંજાણા મરદનું મોઢું જોવું નથી તેથી કાંઈપણ કરી બારોબારથીજ એને કાટ.

**સ૦**—અરે પણ હું તેમ શી રીતે કરૂં, વારૂં કાંઈ નહી, જોઈ લઈશ, તે હમણાતો બાહાર બેઠી થાતો હશે તમે જાણે ઉંઘી ગયાં હો એમ પડી રેહો."

આ સાંભલી જુલીઆ પોતાના બીછાના ઉપર ઢોંગ કરી સુઈ ગઈ અને સલમ બહાર જઈ દલગીર ચેહરો કરી બોલ્યો "સાહેબ કેહવાને ઘણોજ દલગીરછું કે મારા શેઠાણી ઘણાં ઉંઘમાં પહેલાંછે, અને એઓને ઘણા દીવસનો ઉજાગરો હતો તેથી સુતી વખતે કહ્યું કે મને કાંઈપણ કારણસર ઉઠાડે નહી" પણ આપણે સાજનના વીચારો જોઈએ. તેને શું જુલીઆને ખરેખર મલવું હતું ! તેતો માત્ર પોતાની મતલબ સારૂં ઘરના બધા રસ્તા અને ખુણાઓ જોવા આવ્યો હતો, તેણે જયારે આવું સાંભળ્યું ત્યારે ઓર ખુશીજ થયો અને સલમને જવાબ આપ્યો "કાંઈ ફીકર નહી, જો એમજ હોયતો તમારી શેઠાણીનો હુકમ તમારે

તોડવો નહીં, પણ ત્યારે ઘરનો સામાન સઘળો અનામતછે કે નહી તે જોવાની મારી મરજીછે" જયારે સાજનને મોઢેથી આવું સાંભળ્યું ત્યારે તે બહુજ ખુશી થયો કે તેને પોતાની બાઈની આવા વખતે અચ્છી નોકરી બજાવીછે. "બેલાશક સાહેબ" તે બોલ્યો "ત્યારે તમે ગમે ત્યાં ફરી ઘરનો સામાન જુઓ."

**સા૦**—ચાલો ત્યારે.

સામાન જોવાને બાહાને સાજન ઘરના સઘળા ભાગમાં ફરયો, અને આવવા જવાના બધા રસ્તા જોઈ લીધા. અને તે જોયા પછી ખુશ થતો પાછો પોતાના ઘર તરફ ચાલવા માંડયું. બધાં બારણાંઓમાં તેને ઘરના પાછલા ભાગ ઉપર એક નહાનું બારણું હતું અને જે સલમના કહેવા પ્રમાણે હમેશાં ઉઘાડુંજ રેહેતું હતું, તે પોતાની મતલબ પાર પાડવા સારૂં ઘણું કામમાં આવશે. એવું ધાર્યું, અને તેજ દીવસની રાતના તેને પેલી વીટીની ચોરી કરવાનો ઠરાવ કીધો, કેમકે તેને ઘણોજ કંટાલો છુટતો હતો તેથી જેમ બને તેમ પોતાનું કામ જલદી પુરૂં કરવાને ઈચ્છતો હતો.

---

## પ્રકરણ ૮ મું.

## જીવ ઊપર જબરી.

સાજને આ પોતાનો ઠરાવ, તેના બાપને પણ કહ્યો હતો નહીં કેમકે તે વળી બીહતો હતો કે રખે તે, તે પ્રમાણે ચાલવાને મના કરે. તે રાત પડવાની ઘણી રાહા જોતો હતો અને તે દાહાડે જાણે સુરજ ઘણો મોડો અસ્ત પાંમ્યો હોય એવું તેને લાગ્યું. તે ઘણોજ આતુર હતો કે કયારે તેનું કામ પાર પડે. હવે રાતનું ખાણું ખાધા પછી આઠેક વાગ્યાને સુમારે તે પોતે નાટકમાં જવાને બહાને ગ્રેટનની રજા લઈ ઘરની બહાર પડયો. પણ એટલો વેહેલામાં કાંઈ તેનાથી જુલીઆના ઘરમાં દાખલ થવાય ? એવા વીચારથી તેને ખરેખરજ એક નાટકમાં જઈ પોતાનો વખત કાઢવાનો ઈરાદો કીધો, અને તે પ્રમાણે એક નાટકશાળામાં જઈ બેઠો. પછી થોડાક વખતમા એક દેખાવ એવો આવ્યો જેમાં કોઈ જુવાન શખ્સ એક ખુબસુરત ઓરતપર ઘણોક આશક પડયો હતો, પણ તે ઓરત તેની માગણી કબુલ રાખતી હતી નહીં, તેથી કરીને પેલા જુવાને પોતાની વહાલી દીલદારને તેના

ઘરમાંથી ચોરી લઈ જવાનો વીચાર કીધો હતો, અને તેમાં જોકે તે ફતેહ પાંમ્યો હતો, તોપણ પાછળથી પકડાઈ જવાથી તેની ઉપર ચોરીનો વાંક લાગુ પડયો, અને તે વાંકને વાસ્તે તેને કાંઈક મોટી શીક્ષા થઈ. આ જોઈને સાજન પોતે તેજ રાત્રે ચોરી કરવાનો હતો તેથી તેને હૈયે એકાએક ચટી આવ્યું. અને પેલા જુવાનનું પાપ જેમ પકડાઈ ગયું અને પાછળથી તેને કેવી શીક્ષા થઈ તેવી રખે તેને પણ થાય એવી ફીકરમાં પડયો, અને નાટક અધુરો મુકી વીચાર કરતો ત્યાંથી ઉઠી ગયો. પણ શું, આ નાટક જોઆ પછી તેણે પોતાનો વીચાર માંડી વાળ્યો ? નહીં. તેણે માંડી વાળવાનાતો ઘણાંએી ફાંફાં મારયાં, પણ તેનો સાર એજ આવ્યો કે જો પ્રોટયુસે તેની સાથેજ વીશ્વાસઘાત કરયો હોત, અને તેની પાસેથીજ વચન લીધું હોત, તો તેનો સ્વાદ તેને સારી રીતે ચખાડત, પણ આતો તે પોતાના બાપ સાથે તેણે કામ લીધું હતું, અને તેથી જો વળી પોતાની ધારણા માંડી વાળે તો, તેનો બાપ ઘણોજ દીલગીર થાય, અને પોતે એક નાફરમાન, બેટામાં ખપે, તેથી તેણે પોતાનો અસલ વિચાર તો અમલમાં લાવવાનો ઠરાવ કરયો. અને પેલો દેખાવ જોઆ પછી પોતાના જીવને એટલોજ દીલાસો આપી શકયો કે, તે પેલા જુવાન ગ્રહસ્થ કરતાં ઘણીજ હુશીઆરીથી પોતે ચોરી કરશે, અને પાછળથી પણ ઘણીજ તપાસમાં રહશે, તે સીવાય તે બીજું કાંઈ પણ કરી શકયો નહીં.

નાટકશાળામાંથી બહાર નીકળી થોડુંક ચાલ્યા પછી તેને માલમ પડયું કે, રાત્ર ઘણીજ અંધારી હતી, અને આકાશમાં એક પણ તારો દીસતો નહી હતો, આજુ બાજુએ સઘળી શાંન્ત ચુપકીદી હતી, અને કોઈ રાહાદારી જતો કે આવતો માલમ પડતો નહી. પણ આવો રસ્તો પસાર કર્યા પછી, તે બીજા મોહોલ્લામાં દાખલ થયો. અને તે મોહોલ્લામાં જોકે અંધારૂં હતું તોપણ કોઈ કોઈ ઘરની બારીમાંથી ચરાકનાં કીરણો રસ્તા ઉપર પડતાં હતાં, અને કોઈ કોઈ ઘરોમાંથી વાતો કરવાનો અવાજ આવતો. જે સાંભળી તે બીહીતો કે રખે જુલીઆ પણ હજીસુધી જાગતી હોય, અને વળી તેથી તેનું ધારેલું કામ મુલતવી રાખવું પડે. એ પ્રમાણે કેટલાક મોહોલ્લા પસાર કીધા પછી, તે એક ખુલ્લા રસ્તાપર આવી પુગ્યો, કે જ્યાં વેનીસ શેહેરનાં સઘળાં મોટાં માણસો રેહેતાં હતાં. અને તે રસ્તાની બંને બાજુએ

બાગો બનાવેલા હતા, અને શેહેર સુધરાઈ તરફથી ત્યાં ફાનસો પણ મુકેલાં હતાં, અને તેવી જાતનો સુધારો પેહેલવેહેલાં તેજ રસ્તા ઉપર કર્યો હતો. તેવા રસ્તા ઉપર તે જેમ જેમ આગળ ચાલતો ગયો તેમ તેમ તેની છાતી ધડકવા લાગી. કેમકે હવે તે જુલીઆના ઘરની નજદીક આવતો ગયો. અંતે જ્યારે તે ઘર આગળ આવી પોહોંચ્યો એટલે જુએછે તો આગલું બારણું બંધ હતું, પણ તેથી કાંઈ તેને અજાયબી લાગી નહીં, કેમકે તેને તે બારણા વાટે દાખલ થાવું હતુંજ નહીં. થોડુંક આગળ ચાલ્યો કે તેની નજરે એક સાંકડી ગલી માલમ પડી જેમાં તે દાખલ થયો. અને ઘણુંએક ચાલ્યા પછી તે જુલીઆના ઘરની જમણી બાજુએ આવી પોહોંચ્યો. અને ત્યાં ઉભો રહી, છેક ઉંચે સુધી નજર પોંચાડી તો તેને માલમ પડયું કે સઘળી બારીઓ બંધ અને કાંઈ પણ અવાજ સંભળાતો હતો નહીં. પણ બારીએથી કાંઈક ઉજાશ માલમ પડતો. દસેક પગલાં આગળ ચાલ્યો નહીં એટલામાં તેને એક વલાણ દેખાઈ, જયાંથી તે ઘરના પાછલા ભાગ તરફ જઈ શકયો. અને ત્યાં તેને પેલું નાહાનું બારણું જે નજરમાં રાખ્યું હતું, તે શોધવા લાગ્યો. અંતે તેને તે બારણું ઉંઘાડુંજ દેખાયું, તેમાંથી તે ઘરના પાછલા ચોકમાં દાખલ થયો. હવે તેની છાતી ઘણીજ ઉડવા લાગી, અને ઘણીજ મુશ્કેલીથી તે એક એક ડગલું આગળ ભરતો કેમકે કોઈ દીવસે જેને આવું કામ કીધેલું નહીં, બલકે કરવું પડશે એવું સ્વપનામાં પણ નહીં, તેથી તેને આ વખતે ઘણું બીકટ લાગ્યું. ઘરના ઉપલા ભાગપર નજર કરતાં તેને એવું માલમ પડયું કે, કેટલીક બારીઓ ઉંઘાડી હતી, અને તે ગરમીને લીધે હોય, યા, તો કાંઈ બેદરકારીથી ઉંઘાડી રહી ગઈ હોય તેની કાંઈ તેને સમજણ પડી નહીં. હવે તે પાછલા ભાગની છીડીપર ચઢયો અને જુએછે તો બારણું બંધ. તેને જરાક જોરથી દાબી જોયું, પણ તે ઉંઘડયું નહીં. પોતે કોઈ પણ બંદોબસ્ત કે વીચાર વગર આવેલો તેથી હવે નાસેપાસ થાવા લાગ્યો, અને તેણે પેલી વીંટી ચોરવાનો વીચાર માંડી વાળવા માંડ્યો, પણ નહીં; તે એટલોતો કંટાળી ગયો હતો કે એક દહાડો વધારે તેને પેલા બેવફાના વચનથી બંધાએલો રેહેવાને દુરસ્ત ધાર્યું નહીં, તેથી ચીડમાં ને ચીડમાં પેલું બારણું ઠોકયું જેના અવાજથી સલમ ઘરમાં જાગી ઉઠયો. અને બી-

છાણા ઉપર પડયો પડયો બુમ પાડી. "એ કોણછે". આ અવાજ સાંભળી સાજન ત્યાંથી ઘણી ઝડપથી વગર અવાજ કરવે બાગના એક ખુણામાં સંતાઈ ગયો, અને સલમને પાછો કેટલોક વખત સુધી અવાજ નહીં આવ્યાથી તે સુઈ ગયો. ગરીબ બાપડો સાજનતો ધ્રુજતો ધ્રુજતો પેલા ખુણામાં કેટલોક વખત સુધી છુપાઇ રહયો, અને આજુ બાજુ કોઈ આવેછે કે નહીં તે બહુ સંભાળથી જોવા લાગ્યો, એવી રીતે જોતાં તેને એક દુરથી સીડી પડેલી દેખાઈ. અને ઘણોકવાર ખોટી થયા પછી તે પેલા ખુણામાંથી નિકળ્યો અને પેલી છીડી હાથમાં લઈ કેટલીક બારીઓ જે ઉંઘાડી હતી તેમાંની એક આગળ તેને મુકી અને જોકે તે છીડી બરાબર બારીને પોહોચી ન હતી, તોપણ તે વગર વીચાર કરવે (કેમકે તેને તેજ રાત્રે કાંઈ પણ જોખમે કામતો ખલાસ કરવુંજ હતું) ઉપર ચડયો, પણ જ્યારે બધાં પગથીઆં ખલાસ થયાં તોપણ તે બારી સુધીતો પુગો નહી તેથી તે ઘણો ચીડાઈ ગયો અને હવે શું કરવું તેના વીચારમાં ઉભો. કેટલોક વખત સુધી એમ ઉભા પછી તેને એકદમ પેલી નીચલી બારીની સાંકળ પકડી લેવાને ગુસ્સામાંજ એક છલંગ મારી, અને સારાં ભાગ્ય કહો કે માઠાં ભાગ્ય, પણ તે સાંકળ તેના હાથમાં આવી ગઈ, તો જોકે તે સેહેજમાં પડી જતો બચી ગયો હતો. હવે એક વખત સાંકળ પકડી એટલે તેનું કામ થોડુંજ રહયું હતું, તે દીવાલ સાથે પગ ટેકવી બારીની કીનારી ઉપર જઈ ઉભો કે જ્યાંથી તેને ઓરડામાંનું સઘળું દેખાતું હતું. ઓરડામાં એક બત્તી અને કાંઈ જુજ સામાન સીવાય તેને બીજું કાંઈ માલમ પડયું નહી. તેથી હીમત ધરી બારી કુદી ઓરડામાં પેઠો અને પેસતાંજ તેને બાજુએથી એક બારણું દેખાયું. જે ઉંઘાડું હતું અને તે વાટે કોઈ બીજા ઓરડામાં જવાતું હોય એવું તેને માલમ પડયું. અને હવે તેમાં પણ તે દાખલ થયો. અને તેની અજાએબીનો શો પાર ! નીરદોશ, ખુબસુરત, જુલીઆ એક બીછાણા ઉપર સુતેલી તેણે જોઈ; હવે તેણે પોતાના જોડા કાઢી નાંખ્યા, અને ઉંઘાડે પગે હળું હળું આગળ ચાલવા માંડયું. જેવો બીછાના આગળ પુગ્યો કે જુલીઆનું મોઢું તેની નજરે પડયું જે જોતાંજ તે એકદમ ચોંકી પાછો હટી ગયો અને ઓરડામાંથી પાછો બહાર નીકળી પોતાની અસલ બારી આગળ આવી વિચાર કરતો ઉભો, અને મન સાથે બોલ્યો "આહા, શું ખુશ નીંદ્રામાં

આ ખુબસુરત નાજનીન પહેલીછે, બહારથી એનું મુખ કેવું ગુલેગુલાબ દેખાયછે. પણ અંદરથી પોતાના ખાવીંદની ગેરહાજરીથી કેવું દુખી હશે. શું આવી પાક દામાન ઉપર આવી મધ્ય રાત્રે હીંચકારાપણાથી હુમલો કરવો જોઈએ ? ના કદી નહીં. પણ અફસોસ હું તેમ કરવાને બંધાએલોછું. હેફછે મારી જીંદગાની ઉપર, લ્યાનતછે મારા કામો ઉપર, અફસોસ; સદ હજાર અફસોસ, મારા ખાનદાન ઉપર, એો આવી નાજની ઉપર જાન આપવો પણ થોડોછે. અરે એના દીલને હાથ લગાડવાની પણ હીમત ચાલતી નથી. આહા, કેવી નીર્દોષ, અરે, પણ ત્યારે શું તેની વીંટી કાઢી લઈ પ્રોટયુસની નજરમાં તેને તકસીરવાર બનાવું ! ઓ ! એવું કરમ કરતાં મારૂં અંતઃકરણ મને બહુ ડંખેછે. પણ લાચાર, કાંઈ ફીકર નહીં, મારી મેંહેનતતો ઓછી થશે અને વળી વચન પાળેલો કહેવાશે. અને વળી મારા બાપનો પણ વફાદાર છોકરો ગણાઈશ, અને ત્યારપછી પ્રોટયુસ ઉપર વેર લઈશ, અને તે કંગાળને મારી નાખીશ, અને એ બાઈ સાથેજ પરણી જઈશ. હા, કેવું મજાનું ચોકઠું બેસાડયું ! ચાલ, ત્યારે જીવ, એકવાર હીમત કરી તેની વીંટી કાઢી લે. પણ જો તપાસીને કાઢી લેજે હો, નહીતો મુઓ છુટો." આવા હુલડ અને વગર સમજના તે વિચારો કરતો હતો અને જયાં ત્યાંથી પોતે પોતાના વચનમાંથી છુટો થવા માંગતો હતો, અને તે વિચારની સામે જો કાંઈ પણ અડચણ આવે તો, તેને ઘણુંજ સેહેજ વજન આપતો. થોડા વખતમાં તે પાછો જુલીઆના ઓરડામાં દાખલ થયો, અને છેક તેના પલંગ આગળ પુગ્યા પછી, જુલીઆના જમણા હાથની વીંટીને તેણે હાથ લગાડયો એટલામાં જુલીઆએ ઉંઘમાંજ હાથ ખસાડી કોર વાળી, અને જે જોઈ સાજન એકદમ દુર ખસી ગયો "કાંઈ નહી એકવાર ફરીથી હીમત આણી યત્ન કરૂં" એમ બોલી તે પાછો તેની આગળ ગયો ને જેવી આંગળામાથી વીંટી કાઢી કે જુલીઆ જાગી ઉઠી, જે જોઈ સાજન એક પળમાંજ તેના બીછાના નીચે ભરાઈ ગયો. પણ જુલીઆને શક જવાથી, અને પોતાની આંગળીએ વીંટી નહી જોવાથી, ગભરાટમાંજ તેણે એક ચીસ પાડી, અને પછી મોટે બુમ પાડી "ચોર, ચોર, સલમ, સલમ, ઉઠતો, ચોર આવ્યોછે."

સ૦—(અરધી ઉંઘમાં) અરે, એ કોણ બુમ પાડેછે ?

જુ૦—સલમ, સલમ, અરે જલદી આવ, નહીંતો ચોર નાસી જાશે.

સ૦—શું બાઈ સાહેબ ચોર આવ્યોછે કે? સવારે એને જરૂર પકડીશ.

જુ૦—અરે ઉઠ ઓ નીમકહરામ.

સલમ જેણે આ જવાબ ઉંઘમાંજ આપ્યો હતો, તે હવે ચોંકીને ઉઠયો, અને પોતાની બાઈના ઓરડામાં દોડતો દોડતો આવ્યો અને બોલ્યો "શું કહોછો?"

જુ૦—અરે ચોર.

સ૦—પણ કયાંછે?

જુ૦—અરે મારા વહાલા ખાવીંદની વીંટી તે ચોરી લઈ ગયોછે.

સ૦—અરે પણ તે છે કયાં?

એમ બોલી તે આજુ બાજુએ શોધવા મંડયો, અને સાજન જે આટલો વખત સુધી ધ્રુજયા કરતો હતો તેને જોઈ સલમે બુમ પાડી "અરે આ રહયો, તમારા કોચની નીચેજછે (એ સાંભળતાંજ જુલીઆએ બીછાના ઉપરથી એક કુદકો માર્યો) અરે પકડો એ ચોરને, ચાલ નીકળ બાહાર, ઓ હીચકારા, ચાલ નીકળ," એમ બોલી તેણે સાજનનો હાથ પકડી બાહાર ખેંચી કાઢયો. "શું તને ખબર નહી હતી? કે હું આંહી સુતેલો હતો. શું એ કમબખતને ખબર નથી કે હું મારી શેઠાણીને એક ઘડી પણ છોડતો નથી, બાઈ સાહેબ ઓળખોછો કે, એઓ કોણછે તે? ગઈ કાલવાલા આપણા સાજન, જેને તમારા ધણીએ તમારી સંભાળ લેવા કહી હતી. આવો બચાજી આવી **સંભાળ** લીઓછો કે? ચાલો હવે હુંજ તમને સીપાઈની **સંભાળ**માં આપી આવું કે એ બાઈની **સંભાળ** તમને લેવીજ નહી પડે, અરે કમબખત તેં વિશ્વાસઘાત કરયોછે, ચાલ.

સા૦—(હલુથી) અરે મેંતો મારૂં વચન પાળ્યુંછે.

સ૦—ઘણું નેક કીધું. તમે હમણાતો ચાલો? ચોકી ઘણા દીવસથી ખાલી પડીછે. બાઈ સાહેબ, હવે તમે બેફીકર સુઈ જાઓ, હું એનો સવારે દરબારમાં ઈનસાફ કરાવીશ અને તેનું પરીણામ તમને કહીશ. લે, ચાલ ઓ બેવફા.

આટલું કહી તે સાજનને ઘસડતો ઘસડતો ઓરડાની બાહર લઈ ગયો.

જુ૦—ઓ મારી વીંટી એની પાસેથી લાવજે.

સ૦—વારૂ, વારૂ, તમે સુઈ જાઓ.

હવે પાછલી રાતના ચાર પણ વાગ્યા હતા, તેથી સલમ સાજનને ચોકીમાં બેસાડી ત્યાંજ પોતે પણ ઉભો રહયો.

## પ્રકરણ ૯ મું.

## ખરો પ્યાર.

હવે સહવાર પડતામાં સલમે ત્યાના ન્યાયાધીશની દરબારમાં સાજન ઉપર ચોરી કરવાનો અપરાધ મેલી ઈનસાફ માગ્યો, બંને બાજુએથી લંબાણ તકરારો ચાલી, કે જેમાં સાજન ઉપર ચોરીનો વાંક સાબેત થયોછે એવું જાહેર કરી ન્યાયાધીશે સાજનને એક વરસ દાહાડાની સખત કેદખાનાની સજા આપી. હવે આ તરફ સલમ પોતાની શેઠાણી પાસે ખુશી થતો આવ્યો, અને ઘરના બારણામાં દાખલ થાયછે એટલામાં જુલીઆને રડતી રડતી કોચ ઉપર શુતેલી જોઈ બોલ્યો "બાઈ બાઈ, ખુશી થાઓ, રહોછો શાંના ? એ શું તમારૂં હંમેશનું રહીજ ગયું કે કેમ ?"

જુ૦—સલમ, જેની ઉપર પડે તેજ જાણેતો, અરે અજાણીયાઓ મારા દીલની વાતો વિશે શું વિચારે ? અલબત કાંઈજ નહી પણ ખાલી કહે કે એતો માત્ર ઢોંગ કરતી હશે. ખચીત, દરદીનું દરદ દરદીનેજ ખબર હોયછે કે તેના વૈદને ખબર હોયછે, અરે સલમ બોલવાનું તો ઘણું એછે પણ જલદી કેહે કે તું મારી વીંટી લાવ્યો કે નહીં ? લાવ્યો હોય તો મને જલદી આપીદે. નહીંતો મારો જાન જલદી કબજ થઈ જાશે.

સ૦—અરે લો બાઈ લાવ્યોછું. અરે તમારૂં શું થાશે ? સારૂં થયું કે લાવ્યો. નહીંતો શું તમે આપઘાત કરત કે ? બાઈ, એક માણસ ઉપર ઘેલાં થાવું એ કાંઈ સારૂં નહીં. એક બાબતનું અતેરૂં કરવું એ ખચીત જીવને જોખમમાં નાખવાનો રસ્તોછે; બાઈ, તમને ધ્યાન તો હશે કે, મગતરાં જ્યારે ચરાકની આસપાસ ફરતાં ફરેછે, અને તેના પ્યારમાં એટલાંતો ગીરફતાર થઈ જાયછે કે, તેઓને પોતાના જાનની પણ શુદ્ધી રહેતી નથી, અને અચબુચ તેલમાં પડી મરી જાયછે તેમ બાઈ હદથી જાદા પ્યાર રાખવો એ જીવને જોખમમાં નાખવા બરાબરછે.

જુ૦—એ જો આજે વળી ડાહયો થઈને નીકળ્યો તે, અરે બેવકુફ તે મગતરાંનેતો મોટું માન આપવું જોઈએ કે, તે પોતાનો જાંન આપવાને પણ બીહીતાં નથી. અને ઓર એમ સમજેછે કે ચરાગ ઉપર ફીદા થઈ મરણ પાંમવાથી તેમને બેહેસ્તનો મારગ મળેછે. મારાં મોટાં નસીબ કે મારી હાલત તે મગતરાંના જેવી થાય. ઓરત જા-

તના દીલમાં પ્યાર છુપો રાખવાની જગ્યા મરદ કરતાં વધારે હોયછે. તેમ મેં પણ મારો પ્રોટયુસ તરફનો પ્યાર આટલા દીવસ છુપો રાખ્યો હતો. પણ અરે, એતો જુદાપો, મારૂં દીલ બાળી રાખ કરી નાંખેછે. સલમ, હું તને અરજ કરી કહુંછું કે એ બાબત યાદ દેવડાવી મને દુખી ના કર, યાદ રાખજે કે હું મરીશ ત્યાંસુધી એ પ્યારનો આતસ મારા દીલમાંથી નથી બુજાવાનો, ત્યારે શા વાસ્તે તું ફુક મારી તે બુજાવવાની તજવીજ કરેછે. અરે તારી ફુકથી તે આતસ બુજાવાને બદલે ઉલટો વધારે જોશથી બળેછે, અને સાથે મારાં જીગરને પણ બાળેછે. હું તને ફરીથી કહુંછું સલમ, એ બાબત વીશે તું કદી મને એક બોલ પણ બોલતો ના, કેમકે તારૂં બોલવું વ્યર્થ જશે.

સ૦—આવા તમારા સખુન સાંભળી બાઈ સાહેબ હું અત્યંત દલગીરછું અને તમને વચન આપુંછું કે એ બાબત વીશે હું તમને કદી પણ એક હરફ કહીશ નહી, પણ આટલું હવે મને કહેવા દો કે પેલા રાતવાળા ચોરને એક વરસના કેદખાનાની સજા થઈછે.

જુ૦—શું તેને સજા થઈ ? હું તે વાસ્તે બહુજ દલગીરછું. મને તો મારી વીંટી માત્ર જોઈતી હતી, મને એને સજા કરવી નહી હતી કેમકે એને મારા ખાવીંદે મારી સંભાળ લેવા કહી હતી, તેથી હું ધારૂંછું કે એ કોઈ પણ મોટા કુટુંબનો હશે.

સ૦—અરે જાઓ બાઈ, તમે તો કેથાં ઘણાજ દયાળુ જેખાઓછો. તમે તો તેની દયા ખાઓછો પણ કોઈ તમારી દયા ખાવાનુંછે ? હું ધારૂંછું, અરે નહી મારી ખાત્રીછે કે, એના કુટુંબમાંનો કોઈ પણ એનું વેર તમારી ઉપર લીધા વીના રેહેશે નહી. એ સાજનનો એક કેનેટ નામે પીત્રાઈ ભાઈછે અને તે વળી સાજનનો સીક્ષક પણ થાયછે, તેનો એના ઉપર બહુજ પ્યારછે, પણ હમણાં તો તે કાંઈ કામસર બહાર ગામ ગયોછે અને હું ધારૂંછું કે તે થોડા દીવસમો આવી લાગશે, અને મને ઘણી ધાસ્તી લાગેછે બાઈ કે તે તમારો જાન લેશે.

જુ૦—અરે જાન જાયતો ભલે જાય. પણ ઓ ખોદા મારા પ્રોટયુસનું મોઢું એકવાર દેખડાવ્યા વીના મને તેડી ન લેતો.

---

## પ્રકરણ ૧૦ મું.

## કેનેટનું વેર.

હવે સાજનના ઘરમાં તેના કેદખાનામાં પડવાથી ભારે ગભરાટ મચી રહ્યો હતો, અને ગામમાં પણ તેજ પ્રમાણે શોર થઈ રહ્યો હતો, કે આવા ઉંચા ખાનદાનનું બચ્ચું ચોરી કરે, અને તે અપરાધ સારૂં તેને એક વરસ દહાડાના કેદખાનાની સજા થાય. સાજનનો બુઢો બાપ ગ્રેટન તદન નાતવાન થઈ ગયો હતો, અને આ સમે તે કાંઈ પણ કરી શકયો નહી, પણ ઓર મોટા ગભરાટમાં પડયો, અને પોતાના બુઢાપામાં, પોતાના એકનાએક છોકરાની આવી હાલત જોઈ, તે બહુજ દુખી થયો; અને વીલાપ કરતો બોલ્યો "અરે મારા વહાલા ફરજંદ આવી જુવાનીમાં તારી ઉપર દુખો પાડવાનો દોષ મારે શીરછે અને હું મરીશ ત્યાંસુધી રેહેશે. અરે તેં શા વાસ્તે એટલો હુલડ બની જઈ, ચોરી કરવાનો વિચાર કર્યો; હું કયાં મરી ગયો હતો ! કે તેં મારી એ વીશે કાંઈ પણ રીતની સલાહ લીધી નહી. આવી ઉતાવળથી તેં તારી જુવાનીની ખીલતી કળીને હવડાંથીજ કચરી નાખીછે અને તારી ઉધરતી વયમાં ચોરી જેવા અપરાધનો તારી ઉપર ડાગ પડયોછે જે હવે કદી પણ ભુંસાવાનો નથી. અરે એ તને ખરાબ લાગ્યું નથી, પણ મને ગામના લોકો બેવકુફમાં ઠેરવશે. અને તે શું મારા બુઢાપાના વખતમાં થોડુંછે ? પણ હું તારો બધો શાને વાસ્તે વાંક કાઢું છું, તું એ તો તારી ફરજ બજાવીછે, તેંતો મારા હુકમને માન આપ્યુંછે. તારા બુઢા પીતાને તુંજ તાબેદાર બેટાએ તો દુખમાંથી ટાળવાની ધારણા રાખી હતી પણ તેથી ઉલટુંજ તેણે વધારે દુખી કીધોછે. હાય. અફસોસ, અફસોસછે મારી જીંદગી ઉપર, ઓ રેહેમી ખાવંદ, મારી ચશમના નુર ઉપર ધુળ નાખી, હવે મને તું શું કરવા જીવાડેછે. બેહેતરછે કે હું પણ મરૂં, પણ આ મારેથી સહન થાતું નથી" એટલું બોલી બુઢો બીચારો ગ્રેટન પોતાના બીછાના ઉપર પડી ગયો, અને બે ત્રણ કલાકે હુશીઆર થયો, પણ પછીબી પોતે કાંઈ કરી શકયો નહી, અને રાત ને દહાડો પોતાના ભાઈના છોકરો કેનેટ જે બહાર ગામ ગએલો હતો, તેને જલદી આવવા વીશે એક કાગળ લખ્યો. કેનેટને તે કાગળ પોહોચતાંજ ગભરાટમાં પડયો અને પોતાનું કામ પણ પુરૂં થએલું હતું, તેથી જલદી તે ગ્રેટન કાકાને મળવા નીકલી પડયો.

ઘરમાં આવીને જોયછે તો ગ્રેટન બહુજ આજારી પડેલોછે અને તેની ચાકરી કરવા સારૂં આજુ બાજુએ પણ કોઈ મળે નહી. આ જોઈ તે ઘણોજ દીલગીર થયો અને ગ્રેટનને કાંઈ તદબીરથી હુશીઆર કરી, તેના દીકરા અને પોતાના સિક્ષક સાજન વીશે પુછયું.

ગ્રે૦—બાપુ એને વાસ્તેજ તો હું મરવા કાંઠે આચ્યોછું. અરે તેતો કેદમાં પડયોછે." કેનેટ આ સાંભળી બહુજ ગભરાઈ ગયો અને પુછયું "શું. એ શું બોલોછો ! એમ કેમ બને !"

ગ્રે૦—ભાઈ જે બન્યુંછે તે કહ્યુંછે.

કે૦—શું મારો શિક્ષક ત્યારે કેદખાનું ભોગવેછે ! પણ શા વાસ્તે ! ત્યારપછી ગ્રેટને તેને ધુજતા ધુજતા અવાજે બધી બીનાથી વાકેફ કીધો કે જેથી કેનેટને બહુજ ગુસ્સો ચહડી આચ્યો અને લાલ થઈ ગયો ને બોલ્યો "શું ત્યારે એ ખરી વાત !"

ગ્રે૦—હા, ખરી વાત, તદનજ ખરી. પણ તું બહુ ગરમ થઈને વાત ના કર, બાપુ, કારણ કે હું બહુજ માંદોછું.

કે૦—વારૂં, ત્યારે મને એટલું કેહેશો કે, એ જુલીઆ અને સલમ કયાં રહેછે. કારણ કે મારે તેઓ બંન્ને ઉપર મારા શીક્ષકનું વેર લેવુંછે.

ગ્રે૦—બાપુ, ખબરછે. પણ હવે મારાથી વધારે બોલાતું નથી, તેથી તને પછી કહીશ.

કે૦—કાંઈ ફીકર નહી તેતો હું શોધી લઈશ, તમારે તસ્દી લેવાની જરૂર નથી.

કેનેટ જોકે ઉમરમાં તો ઘણોજ નહાનો હતો તોપણ તેની મનશક્તી ઘણીજ ઉંચી હતી, અને તેનામાં સરવે સારા ગુણો હતા ખરા પણ તે બહુજ કપટી હતો. અને પોતાનું વેર લેવામાં કોઈ પણ જાતના ગુનાહથી અથવા ખરાબમાં ખરાબ રીતોથી પણ ડરતો હતો નહી. તે આ વખતે જુલીઆને મારી નાખવા તૈયાર થયો, અને રાત ને દહાડો પોતાનું કામ શી રીતે પાર પાડવું તેના અંદેશામાં હતો. પણ એટલો તો તેણે નીયમજ રાખ્યો હતો કે, પોતાના મનમાં શું હતું અને શું શું ગોખતો હતો તે કોઈને કહેવું નહી. તેણે ઘણીએક રીતો એક કાગળ ઉપર લખી કાઢી કે તેમાંથી સઉથી ઘાટકી અને સલામત રીત શોધી કાઢે અને પોતાના આચ્યા પછી થોડા દહાડામાં જુલીઆને મારી નાખવાનો નીચલો રસ્તો શોધી કાઢયો. તે જોકે હીચકારો હતો

પણ સલામત હતો. સલામત તો તે પોતાના મનમાં સમજયો હશે. પણ આગળ જતાં તેના શું પરીણામો નીપજેછે તેથી તે દાદગરે તેને અજાણ્યો રાખ્યો હતો. કેનેટે એક કેકમાં ઝેર ભેળી તેઓને તે કેક પ્રોટયુસ તરફથી ભેટ લાવ્યોછે એવું કહી ખવડાવવાનો વિચાર કરયો અને તે પ્રમાણે તેઓનો જાન લઈ પોતાનું વેર વળશે અને વળી પોતે સલામત રહેશે એવો વીચાર બાંધ્યો હતો.

આવા કરપીન ઈરાદાથી તેણે બજારમાંથી એક મોટું નામાંકીત કેક મોંઘે ભાવે ખરીદયું, અને તેને ઘરમાં લાવી તેની અંદર ઝેર શી રીતે ભેળવું તેના વીચારમાં બેહો. આખરે તે કેકને એક છરી વતે આઠ કાપ મુકયા અને પછી તે છરીને ઝેર લગાડી તે દરેક કાપની અંદર સુધી લુછી નાખી. ત્યારપછી તેણે તે કેકને આજુ બાજુથી સુતરથી એવી રીતે બાંધી લીધું કે, પેલા બધા સાંધાઓ ચપટ બંધ થઈ ગયા. આવી રીતે તે કેકને મધ્ય રાત્રે તૈયાર કરી જાગતો બેહો. પોતાના મનમાં પાપ તેથી તેણે જરાબી કાંઈ ખરખરવાનો અવાજ આવે કે બહુજ ચોંકીને આજુ બાજુએ જુએ. એ પ્રમાણે તેણે ફીકરમાં પોતાની બાકીની રાત કાહી અને સવાર પડતામાં પોતાનો એક ઉંચામાં ઉંચો લેબાશ પેહેરી પેલું કેક લઈ જુલીઆને ઘેર જવા નીકળ્યો. રસ્તામાં તેને હજારો જાતના વીચારો આવ્યા. થોડોક વાર વીચારવા લાગ્યો કે પાછો જાઉં, અને કાંઈ બીજી રીત શોધી કાઢું, પણ આખરે તેનું કઠણ હૈયું તેની ઉપર ફતેહ પાંમ્યું અને પોતે એકવાર હીમત કરી જુલીઆના ઘર આગળ આવી પોહોચ્યો. ઘરના ઉપલા ભાગની બારી આગળ સલમ ઉભેલો હતો તે તેના દીઠામાં આવ્યો નહી અને પોતે સીડી ઉપર ચડવા જાયછે એટલામાં સલમે ઉપરથી જોરથી બુમ પાડી કે "એ કોણછે." કેનેટ એકદમ એ અવાજ સાંભળી એવોતો ચોંકીઓ કે, તેના હાથમાંથી તે કેક પડી જતું બચી ગયું અને બહુજ ધ્રુજવા લાગ્યો, અને પછી હળવે સાદે પણ જરા હીમત રાખી બોલ્યો કે 'કેમ તું કોણ મને પુછનારછે, ચાલ નીચે આવી બારણું ઉંઘાડ, તને ખબર નથી કે હું પ્રોટયુસ તરફથી આવ્યોછું ?

સ૦—ચાલ નીકળ હમણાં તો. પ્રોટયુસ તરફથી આવ્યોછે તો શું થયું. હમણા મારાં બાઈ સાહેબ આજે ઘણે દીવસે જરાક ઉંઘયાંછે તેવામાં વળી તું આવી તેમને ઉઠાડેછે ? ચાલ. જા, પછી આવજે."

આ પ્રમાણેની મોટે મોટે સાદે તકરાર ચાલતી સાંભળી જુલીઆ ઉંઘમાંથી જાગી ઉઠી, અને સલમને હાંક મારી પુછ્યું "સલમ, એ કોણ આવ્યુંછે તેને અંદર આવવા દે."

સ૦—અરે બાઈ વળી તમે ઉઠયાં કે, એતો કોઈ નથી માત્ર કોઈ રસ્તાનો રાહાદારી હતો, જેની સાથે મને નકામી ભાંજગડ ઉઠી.

જુ૦—નહી, નહી, સલમ તેને અંદર બોલાવ. કદાચ કોઈ પ્રોટયુસ તરફથી આવ્યો હશે.

સલમ પ્રોટયુસનું નામ વળી પાછું પોતાની બાઈના મોઢામાંથી નીકળતું સાંભળી, તેને જુલીઆ ઉપર બહુજ દયા આવી અને વીચાર્યું કે કદાચ વળી તેને કાંઈ દુખ થાશે તેથી માળા ઉપરથી નીચે આવી બારણું ઉંઘાડી કેનેટને અંદર લીધો. જેવો કેનેટ અંદર આવ્યો કે જુલીઆ હાંફતી હાંફતી છેક કેનેટ પાસે આવી ઘણીજ અધીરાઈથી પુછવા લાગી કે "બાપુ તું શું પ્રોટયુસ તરફથી આવ્યોછે ? અને આ તારા હાથમાં શુંછે."

કે૦—મેહેરબાન બાઈ સાહેબ જો તમેજ તે વેપારી પ્રોટયુસનાં ધણીઆણી હો તો, મને કહેવાની રજા આપો કે તમારો ખાવીંદ ઘણીજ સારી તંનદુરસ્તીમાંછે અને તમોને ઘણી ઘણી સલામ કહેવડાવીછે, અને તે સાથે વળી આ ઘણુંજ ઉંચું કેક તમને નજર કરવા કહયુંછે. બાઈ હું પ્રોટયુસનો કારભારી થાઉંછું." એટલું બોલી તે કેક મેલી, જવા માગતો હતો. એટલામાં સલમ તેની પછવાડે તેનો હાથ પકડી, જાણે કેટલાક દીવસનો તેનો મીત્ર હોય, તેમ તેને પુછવા લાગ્યો કે "કેમ પ્રોટયુસ સારી તંનદુરસ્તીમાંતો છેની ?"

કે૦—હા, તે ઘણીજ સારી હાલતમાંછે.

સ૦—વારૂં, તેઓ પાછા કયારે આવશે. તે વીશે કાંઈ તમને કહું હશેની ?

કે૦—ના, તેની મને કાંઈ ખબર નથી. બાઈ હવે તું મને જવાદે.

સ૦—અરે જરાક સબુર, કેમ ત્યારે પ્રોટયુસ શું હમણા કાંઈ દીલે સારો થયોછે ? મેં ત્યાંથી કોઈ આવનાર શખસથી એ પ્રમાણે સાંભળ્યુંછે.

કે૦—(શું જવાબ દેવો તેના ગભરાટમાં) હા, જરાક દીલે થયોછે ખરો, પણ હવે મારે જાવું જોઈએ.

**સ૦**—અરે, જરાક થોભો સાહેબ. ત્યારે શું આ વાત ખરી કે પ્રોટયુસ ત્યાં કોઇ બીજી ઓરત સાથે પરણ્યોછે ?

**કે૦**—હા, કાંઇ એવુંછે ખરૂં, ચાલો હવે મારો હાથ છોડીદો.

**સ૦**—અરે, જરા ધીર ધરો એટલી ઉતાવલ શી પડી વારૂં, કાંઇ એવી તમને ખબર પડીછે કે, પ્રોટયુસ એક દીવસે પોતાના દોસ્ત સાથે ગાડીમાં કેહે જાતો હતો તેવામાં તેના ઘોડાએ મસ્તી કરી અને તે બંને જણાને ગાડીમાંથી ઉથલાવી નાખ્યા. ભાઇ, જોજે હો, મને કાંઇ ખબર નથી, પણ એતો તે દાહાડે મારા બાઇના કાગળમાં એવું કાંઇ લખાઇ આવ્યું હતું અને તે વીશે મારાં બાઇએ મને એક દીવસે જમતાં જમતાં કહયું હતું. તે શું ખરૂંછે ? ભાઇ કાંઇ પ્રોટયુસને વાગ્યું તેની તમને ખબર હશેની ?

**કે૦**—(આ જવાબ દેવાને ઘણોજ ધ્રુજવા લાગ્યો) હા, એ વાતબી ખરીછે. પણ નહી તેને કાંઇ ઘણું વાગ્યું નહી હતું.

**સ૦**—અને પ્રોટયુસને ત્યાંના રાજા તરફથી ઘણુંજ માન મળેછે એ શું ખરૂં ? કારણ કે તે પણ તેજ કાગળમાં હતું.

**કે૦**—હા, એ પણ ખરૂંછે. પણ નહી, હવેતો મારે જાવું જોઇએ" એમ કહી, તેને જોરમાં પોતાનો હાથ છોડાવી ચાલવા માંડયું.

**સ૦**—ભાઇ આવજો, આવજો, જરૂર કોઇ કોઇ દાહાડે આવતા જજો."

સલંમ પાછો ઘરમાં આવી જુલીઆને કહેવા લાગ્યો કે "બાઇ ચાલો હવે તમારા જીવને નીરાંત થઇ ? જાઓ હવે પાછાં મેહેરબાંની કરીને સુઇ જાઓ. હમણા એ કેક ખાતાંના, આવતી કાલે તમારે વાસ્તે લાવી મુકીશ. હમણાતો હું કબાટમાં ઉંચું કરૂંછું.

**જુ૦**—હમણાં તો એક કટકો મને મારા પ્રોટયુસના હાથનો ખાવાની મરજી થાયછે.

**સ૦**—હવે હમણાંને હમણાંજ કાંઇ જરૂરછે ?" જુલીઆએ તેનું કહ્યું માની પાછી પોતાના બીછાના ઉપર ગઇ અને સલમે તે કેક ઘણુંજ અલાયદું બંધ કરી પોતાની પાસે તેની કુંચી રાખી.

---

## પ્રકરણ ૧૧ મું.

## ખારો ખોદે તે પડે.

સાજનના કેદખાનામાં ગયા પછીનો સલમ હમેશાં કાંઈ પણ ઘરમાં નવી બનતી બાબતોથી બીહતો હતો. અને તેની ખાત્રીજ હતી કે કોઈ પણ સાજનનું વેર લેવા આવવુંજ જોઈએ તેથી તે હમેશાં ઘણીજ હુશીઆરીમાં રહેતો હતો. જો કાંઈ રાતના જરાબી અવાજ થાતો તો તે ચોંકી ઉઠતો. જો કાંઈ કામસર બહાર જવું પડતું હતું તો તે જેમ બને તેમ જલદી ખલાસ કરી પાછો આવતો હતો. જો કોઈ નવી જુની વાત લાવતું તો તે બહુજ સંભાળથી સાંભળતો હતો. એ પ્રમાણેની તેની હાલત હતી, તેવામાં આ કેક કેનેટ આપી ગયો હતો. તેને કેનેટ ઉપર પેહેલાંથીજ શક પડયો હતો કારણ કે તે તેની સાથે વાત કરતાં બહુ લથડતો હતો, તેથી કરીને તેને કેનેટની સાથે જતી વખતે વાત કરી હતી અને પોતે જે વાતોથી અજાણ્યો હતો, તે વાતો જાણે પોતે ખરેખરી અને પાકે પાયે સાંભળી હોય, એ પ્રમાણે તેને પુછતો હતો. તેમાં તેની મતલબ કેનેટ ખરોજ પ્રોટયુસ તરફથી આવ્યોછે કે નહી તે તપાસવાની હતી, અને તે પોતાની મુરાદમાં ફતેહ પાંમ્યો હતો. કારણ કે કેનેટે તેના દરેક સવાલોનો જવાબ હા, માં આપ્યો હતો. હવે સલમને પુરેપુરોજ શક ગયો કે તે કેકમાં કાંઈ પણ દગોછે અને તેથીજ કરીને તેને જુલીઆને તે વખતે એક કટકો તેમાંથી ખાવા ના પાડી હતી. પણ તે જુલીઆને કહેવાને બહુજ બીતો હતો કારણ કે તેને પ્રોટયુસનું નામ લેવાને તેની આગળ સોગન ખાધા હતા, એટલુંજ નહી પણ તે એમ ધારતો હતો કે શું, જુલીઆ કદી એ વીજે માને? તેતો પ્રોટયુસનું નામ સાંભળી ખુશીથી ઘેલી જેવી થઈ હતી અને તે કેક વીશે જુલીઆ કાંઈ પણ તેની વાત સાંભળે નહી, એવી તેની પકી ખાત્રી હતી, તેથી તેણે તે કેકને કાંઈક પણ રીતે બારોબાહારથીજ કાઢી નાખવાનો વીચાર કીધો. પણ હવે જુલીઆ તે કેક સવારના માગશે ત્યારે તેને શું જવાબ દેવો તેના વીચારમાં તે બેઠો. સમી સાંજનો વખત થાવા આવ્યો પણ તેને કાંઈ પણ રસ્તો સુજયો નહી કે સવારે શું જવાબ દેવો. કારણ કે તેણે પકો ઠરાવ કરી રાખ્યો હતો કે એ કેક તો તેની શેઠાણીને ખવરાવવુંજ નહી.

આવા અંદેશામાં બેઠો હતો, તેવામાં તેને એક વીચાર સુજયો કે તરતજ જઈ એક મોટું એવુંજ કેક કોઈ દુકાનેથી લઈ આવવું અને જોકે તેની બાઈને વીહલી મુકવા પણ તેને ગમતું નહી હતું, પણ પોતે વીચાર્યું કે જેખી થાયછે તે તેના સારાં મારેજછે અને તેવા વીચારથી જુલીઆ પાસેથી કાંઈક બહાને રજા લઈ તેવીજ જાતના એક કેકની શોધમાં ઘણોક વખત સુધી ફર્યો અને આખરે તેવું એક મેળવી અને તેનું ઘણું વધારે દામ આપી ખુશી થતો ઘરમાં પાછલે બારણે આવ્યો. હવે તેના જીવને જરાક આસાએશ આવી, તથા બાઈની ખબર અંતર પુછી તે સુઈ ગયો. બીજે દાહાડે સવારના નાસ્તાની વખતે જુલીઆએ પોતાના ખાવંદનું મોકલાવેલું કેક ઘણાજ હરખ અને હોંશથી માગ્યું. તેવાજ હરખ અને હોંશથી સલમે પેલું કેક, જે પોતે રાતના લાવ્યો હતો તે આપ્યું અને જેમ જેમ જુલીઆ ખાતી ગઈ તેમ બહુજ ખુશી થઈ અને પોતાના પ્રોટયુસના તેની ઉપરના હેત અને પ્યાર વીશે સલમને ઘડી ઘડી કહ્યા કરતી હતી. સલમ બાપડો મુંગો મુંગો સરવે વાતને હાજી હાજી કરતો ગયો અને પોતે મનમાં બોલવા લાગ્યો કે જો પ્રોટયુસનું મોકલાવેલું કેક ખાધું હોતતો અત્યારેતો તેની અને મારી બંનેની કમબખતી નહી થઈ હતે કે ? કેકનો થોહોક ભાગ ખાધા પછી, જુલીઆ બોલી "સલમ; જો ખબરદાર; આ કેક સળામત રાખજે. એને જયાંસુધી મારો વહાલો ખાવંદ આવશે ત્યાં સુધી હું એને ચલાવીશ."

**સલમ**—વારૂં, બાઈ સાહેબ તમારા હુકમને હું તાબેછું.

એમ કહી તે કેક પાછું કબટમાં ઉંચું કીધું. હવે પોતે વીચારવા લાગ્યો કે પેલાં દગા ભરેલાં કેકનું શું કરવું, તેનો એકદમ નાશ કરી નાખવો, યા કોઈ બીજા કામમાં લાવવું ? પોતે મન સાથે બોળ્યો કે "કામમાંતો શું આવે ? કોઈને મારી નાખવાના કામમાં આવે તેજતો. અરે, હા, ખરી વાત, એ કેક સાજન ઉપરજ કેદમાં મોકલાવુંતો કેમ ? કારણ કે જયાંસુધી એ જીવતોછે ત્યાંસુધી મને અને મારી બાઈને અહીંયાં રહેવું સળામત નથી. પણ શી રીતે મોકલાવું ? હું પોતેજ લઈ જાઉં. ના બાપુ, એ આપણું કામ નહી. કોઈ અજાણ્યા શખસ પાસેજ મોકલાવવું જોઈએ." એમ વીચાર કરી રસ્તામાં જઈ એક હેલકરીને બોલાવી લાવ્યો અને તેને ધારા કરતાં વધારે પસા આ-

પી કહયું કે, ગામના કેદખાનામાં જઈ ત્યાં સાજન નામે એક બંદી-વાનછે તેને આપી આવ, અને પુછે કે કયાંથી લાવ્યો, તો કહેજે કે પ્રોટયુસ વેપારી જે તમારા દોસ્તદાર થાયછે, તે બહાર ગામથી આવ્યાછે તેઓએ તમો ઉપર એ ભેટ મોકલાવીછે. તે હેલકરીના થોડુંક ચાલ્યા પછી તેને વીચાર આવ્યો કે. કદાચ બંધીખાનાનો ઉપરી એમ ભેટ લેવાને ના કહે તો પછી શું કરવું ? તેણે ધારયું કે કાંમ બીગડી જશે, અને મોત નજદીક આવી ઉભું રહેશે, એમ ધારી જલદી પોતાની બાઈ પાસે ગયો, જે બેઠી બેઠી શીવતી હતી, અને ઘણીજ નમનતાઈથી અરજ કરી કે "બાઈ, આટલાં વરસ તમારી ચાકરી કરીછે, અને આજ લગી મેં તમારી પાસે કાંઈએ માગ્યું નથી, પણ હાલ મને ઘણી જરૂરછે તેથી જો એક પચીશ સુનાના શીક્કા મને આપો તો, મોટી મેહેરબાની થાય."

જુ૦—મારા વિશ્વાસુ નોકર હું તને એક બોલે આપુંછું, પણ મને કહે કે તને એટલીબધી શી જરૂર પડીછે.

સ૦—તે બાઈ તમને પછી કહીશ હમણાં તો તમે મને આપો નહીતો કામ બીગડી જાશે.

જુલીઆએ તેને તરત પચીશ શીક્કા આપી કહ્યું કે "મને પછી જરૂર કહેજે, જો ભુલતો ના."

સ૦—વારૂં, બાઈ" એમ કહી ઘણા જોરમાં દોડતો દોડતો જઈ પેલા હેલકરીને પકડી કાહાડયો કે જે હળવે હળવે આણીગમ પેલીગમ જોતો ચાલતો હતો.

સ૦—સાબુર. એ હેલકરી મને આ પાછું આપ, અને આ તારી મેહેનતનું લઈ ચાલ્યો જા.

પેલા હેલકરીએ તે કેક આપી ચાલતી પકડી અને સલમ ઝડપમાં કેદખાના આગળ આવી પોહોચ્યો. તે કેદખાનાનો સીપાઈ જે બહાર ઉભેલો હતો તેણે સલમને પુછયું કે "કેમ; કોને પુછેછે."

સ૦—શેઠ સાહેબ, મારો કમનસીબ ભાઈ, આ કેદખાનામાં પડયોછે તેને મળવા માગુંછું.

સીપાઈ—મલવાનું હોયતો બેલાશક જાઓ, પણ સાથે કાંઈ પણ ચીજ અંદર લઈ જવાનો હુકમ નથી.

સ૦—ભાઈ કાંઈએ નથી; એતો માત્ર ખાવાનું કેકછે, એમા તમોને શું અડચણછે" એમ કહીને તેના હાથમાં પચીશ સોનાના

શીક્કા સલમે મુકયા જે લીધા પછી પેલાએ હળવેથી જવાબ આપ્યો "જાઓ પણ જોજો કોઈ તમને જોએ નહી. એ કેક બરાબર ઢાંકીને લઈ જાઓ."

સલમ હવે ખુશી થાતો અંદર પેઠો અને બધા બંધીવાનોમાંથી સાજનને શોધી કાઢી તેને કહ્યું કે "તમારા દોસ્તદાર પ્રોટયુસ બહાર ગામથી આવ્યાછે, અને તમને આ કેક ભેટ આપ્યુંછે અને તમને કેદખાનામાં મોકલાવા વીશે મને બહુજ ધમકાવ્યોછે અને મને તમારી પાસે માફ માગવા કહીછે તે હું તમારી પાસે ઘણીજ આજીજીથી માગુંછું. પણ સાહેબ, મને પુછવા દેશો કે, તમે આવા મોટા આદમી થઈ તમને ચોરી કરવાની શી જરૂર પડી. તમારી કાંઈ પણ બીજી મતલબ હશે."

સા૦—જો તને સાંભળવીછે તો હું તને કહેવામા કાંઈ પણ અડચણ જોતો નથી" એમ કહી તેને પ્રોટયુસના વેહેમી વિચારો અને પોતાના બાપ સાથના તેના વીશ્વાસઘાત વીશે કહ્યું, કેમકે તેતો હવે પ્રોટયુસનો પુરોજ દુશ્મન થયો હતો. આ સાંભળી સલમ બોલ્યો "ચાલો સાહેબ હવે હું જાઉંછું" એમ કહી ઝડફમાંને ઝડફમાંજ પાછો ઘર તરફ રસ્તો કાપવા લાગ્યો, અને વીચારતો ગયો કે પાપ કદી છુપ્યું રહેવાનુંજ નથી, અને મોડે વેહેલે તે બહાર નીકળવુંજ જોઈએ. કારણ કે જે ધણી પાપ કરેછે તેણે કાંઈને કાંઈ પણ રસ્તો ખોટો સુજે-છે. પાપી કામ હમેશાં પુરેપુરૂં થાતુંજ નથી. કાંઈ પણ ઉંઘાડો રસ્તો રહેછે જે તે પાપ કરનારને ખબર પડતો નથી. પાપી ગમેએવું પણ ધારે કે તેણે કીધેલાં કરતુકોમાં કાંઈ પણ ખામી રહી નથી, તો તેમાં તે ભુલેછે. કેનેટે ગમેએવી પણ ઉમેદ બાંધી હોય તોપણ તેમાં તે નીસ્ફળ થયોછે. અને હું પણ ગમેએવું ધારૂં કે મારૂં કામ પકું થએલુંછે, તોપણ તેમાં કાંઈ પણ ખામીજ રહી હશે, જે મને કદી પણ ખબર પડવાની નથી પણ કોઈ બીજાનેજ પડશે. પાપી પોતાનું પાપ હમેશાં પકું કીધેલું ધારેછે પણ તેમાં તે હમેશાં ભુલેછે તેથી મારે પણ હવે તપાસમાંજ રહેવું જોઈએ.

---

## પ્રકરણ ૧૨ મું.

## વીલાપ, પસતાવો.

હવે પેલી તરફ કેનેટ પેલું કૂક આપી આવ્યા પછી હરઘડીએ કાંઈ પણ નવું સાંભળવાને ઈન્તેજાર હતો, કે તેના કેકની કાંઈ પણ અસર થઈછે કે નહી. તે ઉંઘમાંથી એકાએક ચોંકી ઉઠી બોલતો કે રખે મારૂં પાપ જાહેર થઈ જાય. અરે, હું પકડાઈ તો નહી જાઉં ! અરે હજુ કોઈ બીજેજ રસ્તે વેર લીધું હોતતો પરવડતે, કારણ કે આથી તો મારો જીવ ઘડી ઘડીમાં ઉડી જાયછે. આજે ખબર પડશે, કાલે પડશે, પરમ દહાડે પડશે એ પ્રમાણે પાંચ દહાડા વીતી ગયા પણ કાંઈએ તેને જુલીઆ અથવા સલમને વીશે સાંભળયું નહી. હવે તે ઘણોજ આકળો અને અધીરો પડી ગયો હતો. એટલામાં પાંચમા દીવસની સાંજના જયારે તે ઘરના બારણા આગળ બેઠો હતો, ત્યારે કોઈ સીપાઈએ આવી તેને પુછયું કે "ભાઈ ગ્રેટન કરીને આ ઘરમાં કોઈ રહેછે ?

કે૦—હા, કેમ તે એનુંજ ઘરછે.

કેનેટ આ વખતે બહુજ ગભરાટમાં પડયો, કે શું તેનું પાપ પકડાઈ આવ્યું ? અને સીપાઈ શું કાંઈ તેને પકડવા આવ્યોછે ? અને તે ઘર ગ્રેટનનુંજછે તે કહ્યાને લીધે પોતે બહુજ પસ્તાવા લાગ્યો. પણ હવે બન્યું તે બન્યું એવું વિચારી પેલા સીપાઈને વધુ પુછવા લાગ્યો કે "કેમ કાંઈ કહેવુંછે." પેલો સીપાઈ જે આટલો વખત સુધી પોતાના ગજવામાં કાંઈ હાથ ઘાલી શોધતો હતો. તેને એક ચીઠી જેની ઉપર ગ્રેટનનું નામ હતું તે કાઢી આપી. કેનેટ તે ચીઠી લઈ ઘરની અંદર ગયો અને ગ્રેટન કાકા જેઓ પોતાના દીકરાના ગમથી ઘણાજ બેભાન પડેલા હતા તેઓને હુશીઆર કરી પેલી ચીઠી આપી.

ગ્રે૦—કેમ બેટા એ કોણ લાવ્યું, એ શુંછે ?

કે૦—કોઈ સીપાઈ બહાર ઉભોછે, તે તમારે નામની ચીઠી લાવ્યોછે અને તે આ રહી.

ગ્રે૦—ભાઈ વાંચ, વળી એમાં શુંછે ? કાંઈ મારા એકપુરા ફરજંદના છુટકારાની નિશાનીછે કે ?

કેનેટે પેલી ચીઠી બારી આગળ જાઈ ઉઘાડી ને નીચે પ્રમાણે પેહેલાં તો મનમાંજ વાંચી. "ગ્રેટન કાકાને માલમ થાયજે તમારો દીકરો જે કેદખાનામાં હતો, તે આજ સાંજના ચાર વાગતે અચબુચ મરણ પાંમ્યોછે, ને તમને અરજ કરવામાં આવેછે કે તેની મુવેલી લાશ તમારે લઈ જવી.

**લા૦ માઈકેલ પેડરો,**
કેદખાનાનો ઉપરી.

ગ્રે૦—ભાઈ વાંચને શુંછે, અક્ષર નથી ઉકલતા કે કેમ?

આ વાંચીઆ પછી જોકે કેનેટનો જુસ્સો એટલો તો ચઢી આવ્યો હતો કે તેના મોહાંનો રંગ તદન લાલ થઈ ગયો હતો, તોપણ બુઢા ગ્રેટનને એ વીષે કેમ કહેવું, તેના વિચારમાં હતો. તેવામાં વળી ગ્રેટન બોલ્યો "બાપુ દેખાતું ન હોયતો બત્તી આગળ વાંચ, કેમ તું મને જવાબ નથી આપતો?"

કે૦—પીતાજી ઘણીજ દીલગીરીની ખબર આવીછે.

ગ્રે૦—(બહુજ અધીરો પડી જઈ) ઓહો, બેટા, મારો સાજનતો સારી તનદુરસ્તીમાં છેની?

કે૦—બુટા બાવાજી, ઓ, કહેતાં મારી છાતી ફાટેછે. અરે મારો વહાલો ભાઈ અને શીક્ષક ગયોછે. અરે તેણે સ્વર્ગવાસ કરયોછે.

ગ્રે૦—(એક હાય મારી) બેટા, એ મારાથી કેમ સંભળાય?" આમ બોલી તે બેશુદ્ધ થઈ ગયો, અને પોતાના બીછાના ઉપરથી જોરમાં જમીન ઉપર પડયો. ઘરના સરવે ચાકરો અને છોકરાંઓ દોડી આવ્યાં, અને શું થયું તે વિશે સરવે કેનેટને પુછવા લાગ્યાં.

કે૦—અરે સાજન મરણ પાંમ્યોછે.

**એક નોકર**—અરે તે પણ કેમ?

કે૦—તે કાંઈ માલમ પડતું નથી, હાલતો પેલા સીપાઈને જઈને કહે કે હમણા સરવે અમો આવી લાગીએ છીએ." તે ચાકરે જઈને સીપાઈને કહ્યાથી તે ચાલી ગયો અને હવે ઘરમાં ગભરાટનો શો પાર? કેનેટ પોતાના કીવેલાં કરમ વિશે બહુજ પસ્તાવા લાગ્યો, કે પોતાના શીક્ષકનું વેર લેવા જાતાં પોતાના શીક્ષકનુંજ મરણ નીપજ્યું હતું. પણ તેને થોડીજ ખબર હતી કે જે ખાટો તેને સલમ અને

જુલીઆને સારૂં ખોદયો હતો તેજ ખાડામા તેનો સગો અને વહાલો શીક્ષક પડયો હતો. અરે તેતો હજુર ખબર પડવાનુંછે, અને ત્યાર પછી તેના ગુસ્સાનો તથા પસ્તાવાનો શો પાર રહેશે તેનો વાંચનારેજ વિચાર કરવો. હવે બુઢા ગ્રેટનને શુદ્ધીમાં લાવી, તેને અધમુઆ જેવો બીછાનાપર નાખી, ઘરમાના સરવે જણાઓ સાજનની લાશને કેદખાનામાં લેવા ચાલ્યા અને ત્યાં પુગ્યા પછી, સર્વેએ બહુ રડણ અને કળાપીટ કરી તેની લાશને લઈ પાછાં ઘરમાં આવ્યાં, અને સઘળી ઘટતી ક્રીયા કર્યા પછી તેને દફનાવી આવ્યા. બીજે દીને ક્રેનેટે સાજન જે કોટડીમા રહેતો હતો ત્યાંનો સામન બધો લાવ્યો અને ઘરમાં આવી સાજનની પેટી ઉઘાડયા પછી તેની અચરતીનો શો પાર ? તે એકા એક સફેત બની ગયો, અને હાથમાનું જોર જાણે સઘળું જતું રહ્યું હોય તેમ તે જમીન ઉપર ફશડાઈ પડયો. તેને એક તરફથી બહુજ ગુસ્સો લાગતો હતો અને બીજી તરફથી બહુજ પસ્તાવો અને દીલગીરી લાગતી હતી. કારણ કે જે ઝાડ ઉપર બેશી તે ડાંખલી કાપતો હતો, તેજ ડાંખલી ઉપર તેનો શીક્ષક સાજન બેઠો હતો, તે વિશે તે પોતાની દેખતી આંખે આંધળો થયો હતો. અરે પેલું જે ઝેરી કેક તેણે સલમ ને જુલીઆને વાસ્તે તૈયાર કીધું હતું, તેજ કેકનો પોણો ભાગ પેલી સાજનની પેટીમાંથી મળી આવ્યો હતો. જે તેની નજરે પડતાં તેનું કીધેલું પાપ તેને હૈડે ચઢી આવ્યું, તેની આંખે અંધારાં આવ્યાં, અને ચીત્રી ખાઈ તે જમીન ઉપર બેશી ગયો હતો, અને આજુ બાજુનાઓએં હુશીઆર કરયા પછી તેને પુછવામાં આવ્યું હતું, તે જોકે તેણે છુપું રાખ્યું હતું, તોપણ તેનું કીધેલું પાપ હરઘડીએ તેને હૈડે લાગતું હતું. પોતાના પાપના પરીણામથી તે હવે પસ્તાવો કરવા લાગ્યો, અને સલમ તથા જુલીઆ ઉપર તેનું વેર વધ્યું અને પોતાના જીવના જોખમે પણ તે બંનેનો નાશ કરવાનો તેણે પક્કો ઠરાવ કીધો.

---

## પ્રકરણ ૧૩ મું.

## ખુનીનું ઘર.

પોતાનો ઠરાવ શી રીતે અમલમાં લાવવો, તેના વીચારમાં ક્રેનેટ બહુજ પડેલો હતો, એવામા તેને યાદ આવી કે જે મોહોલામા પ્રોટ-

યુસનું ઘરછે, તેજ મોહોલ્લાને છેડે એક કંજુર નામે મહાપાપી ખુની રેહેતો હતો. તે **નામદાર**નો ધંધોજ કાંઈ એણીગમ પેલીગમ હાથ મારવાનો હતો, અને જે કોઇ તેને લાયકનું કામ તેને સોંપતું હતું, તે ઘણીજ હુશીઆરીથી બજાવી આપતો હતો. પણ તેનો ભાવ ઘણોજ ચડતો હતો. કારણ કે તેનું કામ પણ તેના દામ પ્રમાણે **મહાભારત હતું**. પોતાના પાપી પેટને વાસ્તે તે કોઈના ખીસ્સાં કાતરતો તો બીજે દહાડે કોઈના હાથ પગ ભાંગવાને ચુકતો નહી. અને જો કાંઈજ નહી લાગ આવ્યો તો ખુન કરવાને પણ **શરમાતો** હતો નહી. તેવા એક શખ્સની કેનેટે મુલાકાત લેવાને ઇચ્છું. કંજુરને કોઈ સાથે રસ્તામાં દોસ્તી કરવાની તો શરમ લાગતી તેથી કેનેટે તેની **એરઆપ્રીઅત** તેને ઘેર જઈનેજ લેવાનો ઠરાવ કીધો. કેનેટે કંજુરનું ઘર થોડા વખતમાં શોધી કાઢ્યું. અને ઘરના માળા ઉપર ગયા કેટે જુએછે તો કંજુર સાહેબ ભર ઉંઘમાં પડયાછે કેમકે રાતના વળી **કામ** ઉપર જાવું જોઈએ, તેથી તેઓ દીવસનાજ ઉંઘતા હતા. તેને ઉંઘતો જોઈ કેનેટ પાછો ઉતરી પડયો, અને બીજી વખતે આંવવાનો ઠરાવ કરયો. તેજ પ્રમાણે પાંચ છ દીવસ સુધી ધકેલા ખાધા પણ કંજુરને ઉડાડવાની તેની હીમત ચાલી નહી કે રખે ઉંઘમાં ને ઉંઘમાંજ મારી પડે. કેમકે તેનું અંતકરણ ઘણું ખાલેસ અને સાફ પડયુંની?

હવે થોડોકવાર જુલીઆના ઘર તરફ આપણે પાછા ફરીએ. સાજનના મરણની જુલીઆ તથા સલમને ત્રણ દહાડા સુધી ખબર પડી નહી, જોકે તેના મરણની ખબર બીજે દીનનાજ છાપામાં મરણની ટીપમાં હતી. પણ જ્યારે ચોથા દીવસના છાપામાં, એક ઉંઘાડીજ જગાએ "એક શક ભરેલું મૃત્યુક" ના મથાળાં નીચે જુલીઆના વાંચવામાં આવ્યું ત્યારે તેની અચરતી અને દીલગીરીનો કાંઈજ પાર રહયો નહીં. તેની દલગીરી એટલા વાસ્તેજ થઈ કે મરનાર પોતાના ખાવંદનો દોસ્ત હતો, એટલુંજ નહીં પણ બહારગામ જતી વખતે તે મરનારને તેની સંભાળ લેવા કહી હતી, એટલુંજ નહીં પણ તે વળી તેને હાથેજ કેદખાંનામાં પડયો હતો. તે સલમ ઉપર ઘણીજ ગુસ્સે થઈ, અને તેને એક હાંક મારયો. સલમે જવાબ દીધો કે "આવ્યો બાઈ" અને ઓરડામાં દાખલ થયો.

જુ૦—(ગુસ્સામાંજ) આ, જોયાં તારાં કરતુકો.

સ૦—વળી શાનો ઠપકો આપોછો, મેં કાંઈ પ્રોટયુસનું નામ દીધુંએ નથી.

જુ૦—અરે કાંઈ ખબરછે ? તને વાંચતાંતો આવડેછેની ?

સ૦—હા, બાઈ થોડું ઘણું આવડેછે.

જુ૦—(પત્ર તેના હાથમાં આપીને) લે ત્યારે આ વાંચ, ને તારી આંખો ફોડ, કે તેં આ શું કરતુક કરયું.

સ૦—(વાંચી રહીને) શું, સાજન મરી ગયો ? અને વળી કેવી રીતે ? બાઈ, પેલી જહાનમાથી તેને તેડું આવ્યું તેમાં મને શાનો ધમકાવોછો.

જુ૦—પણ એનું મરણ તારાથી નીપજયુંછે, એને તેં કેદમા મોકલાવ્યો ત્યારેજ કેની ?

સ૦—શું મેં કેદમા મોકલાવ્યો તેથી મરણ પામ્યો ? અને નહી તો નહી પાંમત ? એનું મોત આવ્યું ને એ મુવો એમા હું શું કરૂં ?

જુ૦—હવે મારા ખાવંદ મને ઠપકો આપશે તેનું ?

સ૦—બાઈ, ઠપકો શાનો આપે, કહેજો કે તેનું મોત આવ્યું અને ગયો તેમાં તમે અને હું શું કરવાના છીએ.

જુ૦—વારૂં, પણ આપણી ફરજછે કે, પ્રોટયુસને એ બાબત વીશે ચેતાવવો જોઈએ. કેમ તું શું ધારેછે ? હું એક કાગળ લખું ?

સ૦—તમારે ગમે તો લખો પણ તેતો તમારી અગાઉનો જાણી ચુકયો હશે.

જુ૦—તોપણ મારી તો ફરજછે કે તેને જણાવવું જોઈએ. નહી તો તે, મારા ઉપર બહુજ ગુસ્સે થાશે.

આમ બોલી, જુલીઆ ટેબલ આગળ જઈ લખવા બેઠી અને સલમ ઓરડામાંથી બહાર નીકળી વિચારવા લાગ્યો કે, પેલા ઝેરી કેકની અસર થઈ ખરી. પણ હવે તો મારો જીવ બેવડો જોખમમાં આવી પડયો. હવે કાંઈ અહીયાં રહેવાય નહી. હવે તો અહીયાંથી એકલો—અરે નહી, એકલો તો નહી—સાથે જુલીઆને પણ લઈને નાસી જાવું જોઈએ. નહીતો તેનો જાન જોખમમાં આવી પડશે. પણ હવે પોતાનો ઈરાદો શી રીતે અમલમાં લાવવો તેના વિચારમાંજ પાંચ, છ, દીવસ નીકળી ગયા. એક દહાડે તે પોતાના ઘરના દરવાજા ઉપર એ બાબતનો બેઠો બેઠો વીચાર કરતો હતો, એટલામાં તેને થો-

ડેક દુરથી કેનેટને પેલા ખુનીના ઘરમાં જતો જોયો તેવોજ તે ચોંકયો, અને તેની પુરી ખાત્રી થઈ કે હવે તો મોત જીવતની વાત આવી લાગીછે, અને હવે કાંઈ પણ ઉપાય શોધી જુલીઆને લઈને અહીયાંથી નીકળી જાવું જોઈએ. તેને બધી ખરેખરી વાત જુલીઆને કહી દેવી કે નહી, તેનો ખુબ અંદેશો કરયો. પણ તે તેને વાજબી લાગ્યું નહી અને આખરે પોતે જુલીઆને ઠગીને લઈ જવાનો વીચાર કીધો. જોકે તેની બાઈને તેને છેતરવાની હતી પણ તે તેના સારાંને કાજેજ હતું એવું તે મનમાં ધારતો હતો. તે જુલીઆનો કોઈ બદખાહ નહી હતો, પણ ખેરખાહ હતો, પણ હવે પોતાથી જે સાજનને વીશે બન્યું તેતો બન્યું, અને પોતાની મુરખાઈ થઈ તે પોતે મન સાથે કબુલ કરયું, અને પોતાની બાઈનું સારૂંજ ચાહી તેને જુલીઆને એકવાર ઠગવાનો ઠરાવ કરયો.

---

## પ્રકરણ ૧૪ મું.

## તરકટની શરૂઆત.

એક દહાડો જુલીઆ નાસ્તો ખાધા પછી, તે દીનેનું પત્ર વાંચતી હતી, અને સલમ ઓરડામાં કાંઈ કામમાં રોકાએલો હતો એટલામાં તાર ઓફીસના સીપાઈએ આવી એક જુલીઆના નામનો તાર આપ્યો. જુલીઆએ તે ઘણીજ અધિરાઈથી લઈ ઉખેડી વાંચ્યો. અને હરખથી જાણે અરધી ઘેલી બની ગઈ. તે સીપાઈ સહી લીધા પછી વીદાય થયો. અને સલમ કે જેને કાંઈબી નવી વાતનો શક હતો તેણે હળવે રહીને જુલીઆને પુછ્યું "બાઈ સાહેબ આજતો ઘણાં ખુશમાં છો."

**જુ૦**—હા, તું આવ્યો કે ચાલ, હું તારીજ વાટ જોતી હતી.

**સ૦**—તમારૂં ચીત કયાંછે? અરે હું તો ત્યારનો આંહીયાંજ કામ કરૂંછું.

**જુ૦**—વારૂ, ચાલ હશે, (ઘણીજ ખુશીમાં આવીને) પણ મીલાનની ગાડી કેટલે વાગે સ્ટેસન ઉપર આવેછે. હું ધારૂંછું કે પાછલી રાતના બે વાગતે.

**સ૦**—કેમ તે ગાડીનું શું કામ પડયું, હા, તે બે વાગતે આવેછે, પણ હું તમને કાંઈ રાતના બહાર નીકળવા નહીં દઉં.

જુ૦—ત્યારે તું શું મને કાંઈ શેઠાણી સમજેછે કે ચાકરડી ?

સ૦—બાઈ એ શું બોલોછો, તમે મારાં શેઠાણી, મોટાં શેઠાંણી, અને હજાર વખત, શેઠાણી.

જુ૦—ત્યારે તું મને અટકાવનાર કોણ ?

સ૦—તમારો નોકર સલમ, પણ તે સાથે તમારો ખરોજ ખેરખાહ બાઈ, નોકરો એક જાતનાં કાંઈ નથી આવતા, કોઈ ચોર હોયછે, તો કોઈ નીમકહરામ હોયછે; અને કોઈ વળી કામ કરવા સાથેજ• વાત રાખેછે, અને કોઈ ખરોજ ખેરખાહ અને નીમકહલાલ હોયછે. બાઈ, તે છેલી જાતમાં હું છું. પણ મીલાનની ગાડીનું શું કામ પડયું ?

જુ૦—જો સાંભળ, આ મને હમણાં મારા ખાવંદ તરફથી એક તાર મળ્યોછે, તેમાં જણાવેછે કે આજ કેટલાક દિવસ થયા તેઓ મીલાનથી નિકળી ચુકયાછે અને આવતા બ્રેસપતવારે પાછલી રાતના બે વાગતે આવી પોહોચશે.

સ૦—(ઝડપમાં) ત્યારે આપણે આગગાડીના મથક ઉપર આપણા લાલ ઘોડાની ગાડી લેવા મોકલીશું અને તમે કહો તો હું લેવા જાઉં.

જુ૦—નહી, મારે પણ તારી જોડે આવવું જોઈએ.

સ૦—નહી બાઈ, તેતો માફ્જ કરજો. અરે, કાંઈ ખબરછે કે તમારી પછવાડે કેવા કેવા જમ લાગ્યાછે.

જુ૦—(આકળી પડી જઈ) ચાલ, ચાલ, તું કોણ થાયછે, હું તો જવાની, ને ફર જવાની.

સ૦—વારૂં, બાઈ તમે મુખત્યારછો. બ્રેસપતવાર તો આવે, હજુ આજતો સોમવાર થયોછે, અને ત્રણ દીવસનો મોટો ગાળોછે.

જુ૦—પણ બધી તૈઆરી રાખજે.

સ૦—એટલાં અધીરાં શું કરવા પડી જાઓછો, બધું તૈઆરછે.

જુ૦—ચાલ ત્યારે, જા તારૂં કામકાજ હોય તે કર.

હવે સલમ ઓરડામોથી બહાર નીકળ્યા પછી વળી પાછો વિચારમા પડયો કે અમહીંયાંતો કોઈ સુખે બેસવા દેતું નથી. વળી આ તારમાં કોણ જાણે કે શું ભેદ હશે. ખચીત, વળી કાંઈ તરકટ હોવું જોઈએ, અને તે વળી કોણનું ? વળી પેલા કેનેટનુંજ તો. આ વિચારમા હતો તેટલામાં તેણે તે દીવસે કેનેટને પેલા ખુનીના ઘરમા જાતાં જોયો હતો તે યાદ આવી, અને પોતે મન સાથે બોલવા લાગ્યો "હં, ખરી વાત, આતો માત્ર પેલા ખુની અને કેનેટનુંજ તરકટ

હોવું જોઇએ." હવે તેને પુરો શક ગયો, અને તે દહાડે ઘણો વખત સુધી દરવાજા ઉપરજ ઉભો રહ્યો કે કદાચ પેલા કેનેટને પેલાના ઘરમાં જતાં જુએ. તે ધારણામાં તે ફતેહ પાંગ્યો કેમકે થોડાક વખતમાં કેનેટ પોતાના હમેશના રાબેતા મુજબ પેલા કંજુરના ઘરમા દાખલ થયો, અને સલમ એકદમ ઝબકી ઉઠયો. હવે તે ઘણોજ બીહીવા લાગ્યો કે હવે તો જીવ જવાનો વખત આવ્યોછે. હવે એમાંથી કેમ બચવું તે ઘણુંજ તેને મુશ્કેલ લાગ્યું, અને વધારે મુશ્કેલ એટલા વાસ્તે લાગ્યું કે એક બાજુથી પોતાની બાઇ જુલીઆને પોતે સઘળું શું કરેછે તેના અજાણપણામાં રાખવી હતી, અને બીજી બાજુથી પેલાઓ સાથે બાથ ભીડવી હતી. આવી વખતે પણ તેણે હીમત છોડી નહી. પોતે ધીરજ ધરી બોલ્યો કે "જે બનવાનું હશે તે બનશેજ ને લખેલા લેખ-માંથી કાંઈ પણ ઓછું થાવાનું નથી." એવી રીતે તેણે ધીરજ ધરી કોઈની પણ આ વખતે મદદ લેવાનો વિચાર કર્યો. થોડોક વખત વીતા પછી તેને કેનેટને પેલાના ઘરમાંથી નીકળતો જોયો કે વળી તેના દીલમાં ધાસ્તી પેઠી. સલમે તેઓનું શું તરકટછે તે જાણવાની બહુજ ઇચ્છા કીધી. અને બીજે દીવસે કેનેટ જેવો પેલાના ઘરમાં જાય, તો તેવોજ તેની પાછલ જાવાનો હીમત ભરેલો વીચાર કીધો. તે દરેક પળે બીહીતો હતો કે રખેને તેની બાઇનો અમુલ્ય પ્રાણ જાય. કેનેટને પેલાના ઘરમાં જાવાનો દેખાવ શલમની નજરમાંથી નીકલતો નહી હતો, અને કોણ જાણે શું થશે તેવી ફીકરમાં પોતાની આખી રાત ગુજારી. સહવાર પડતાંમાં તેને એકવાર હીમત કરવામાં કશી બાકાત રાખી નહીં. પોતા પાસે એક કાળો શાઓ હતો તે તેણે પેહેરી લીધો, અને પોતાનું મોઢું કાંઈક દવા લગાડી તમામ કાળું કરી નાંખ્યું, અને માથાં ઉપર એક લાંબી ટોપી પેહેરી આરશીમાં પોતાનું મોઢું જોયું તો, એકવાર પોતે પોતાનેજ ભુલી ગયો હોય તેમ એકદમ ચમકી પાછો હઠી ગયો, પણ પાછો શુદ્ધીમાં આવી એક ખંજર તે લાંબા ડગલાના ગજવાંમાં છુપાવી બહાર દરવાજા આગલ ભીંતના ઓથામા છુપાઈને બેશી રહયો. તેને પેલા ખુનીનું ઘર આગલ વરસ દહાડાની વાત ઉપર જયારે ખાલી હતું ત્યારે સારી રીતે જોએલું હતું અને તેની નજરમાં સઘળા ઘરના ઓરડાઓ અને ખુણાંઓ હતાં. કેનેટ પોતાના હમેશના રાબેતા મુજબ અગીઆર વાગતાને સુમારે આવ્યો, અને જેવો તેને સલમે જોઓ કે, દુરથી તેની પાછલ લાગુ થઓ.

## પ્રકરણ ૧૫ મું.

## પ્રોટયુસની ખબર.

અતરે વાંચનારે જાણવું જોઈએ કે, પ્રોટયુસને વેનીશથી ગયાને હવડાં ત્રણ મહીના પુરા થયા હતા, અને ચોથો ચાલતો હતો. તેના ગયા પછી પેહેલાજ મહીનામા સાજન કેદમાં પડયો હતો. અને બીજા મહીનાની આખેરીમાં તે મરણ પાંમ્યો હતો, અને ત્રીજા મહીનાની અધવચમાં પ્રોટયુસને સાજનના મોત વીશેની ખબર થઈ હતી. તેને પેહેલાં તે વીશેની ખબર પત્રમાં વાંચી હતી, પણ તેમાં કાંઈ તેને સાજનના મરણ વીષે સમજણ પડી નહી, અને કદાચ કાંઈ ભુલ ચુક થઈ હશે એવો તેને વેહેમ ગયો, પણ જયારે થોડા દહાડા પછી જુલીઆનું કાગળ તેણે વાંચ્યું, ત્યારેતો બહુજ દીલગીર થઈ ગયો. અને પોતે સાજનને એ કામ કરવા વીશેની ફરજ પાડી હતી; નહી, એટલુંજ નહી પણ તેના બુઢા બાપનો વિશ્વાસઘાત કરયો હતો, તે હવે સઘળું યાદ આવ્યું, અને પોતાની બેવકુફાઈ વીશે ઘણોજ પસ્તાવો કરવા લાગ્યો. પોતાના વહાલા દોસ્તને ખોયો એટલુંજ નહી, પણ તેના આખા કુંટુબની તેને ખાનાખરાબી કીધી હતી, કારણ કે સાજનનો બુઢો બાપ પોતાના એકપુરા અને પ્યારા છોકરાના મરણ પછી, બીછાના ઉપરથી ઉઠવાજ પાંમ્યો ન હતો, અને બીમારી દીનઉગત વધતી ચાલતી હતી, અને કેનેટ પોતાના શીક્ષકને સારૂં આવાં પાપી કરમો કરવામાં રોકાએલો હતો. એ સઘળું પ્રોટયુસના વેહેમનું પરીણામ હતું, તે વાંચનાર સારી રીતે જાણેછે અને હજુ પણ આગળ જતાં શું થવાનું હતું તેના તે અંધારામાંજ હતો. જેવી તેને સાજનના મરણની ખબર થઈ કે તેને હવે મીલાનથી નીકળવાનો વીચાર કીધો, અને તે બાબતની ખબરથી જુલીઆને અજાણી રાખવાનો ઠરાવ કીધો કે, તેને એકાએક જઈને મળે, અને જોએ કે તે શું કરેછે. આવી રીતે પોતાની મુરાદમાં નીસ્ફળ થઈ, વેહેમી વેપારી પ્રોટયુસ મીલાનથી નીકળવાનો હતો, અને તે વખતે આ ભયંકાર તરકટો તેના ઘર સાંમે ચાલતાં હતાં.

---

## પ્રકરણ ૧૯ મું.

## સલમની હીકમત.

હવે જેવો કેનેટ પેલા ખુનીના ઘરમાં દાખલ થયો કે, સલમ પણ તે ઘર આગળ થોડા વખતમાં આવી પોંહોંચ્યો અને બારણું ઠોક્યું કે, એક પીર મરદે બારણું ઉઘાડી પુછ્યું "કોણને પુછોછો."

સ૦—આ ઘરમાં કોણ રહેછે સાહેબ ?

"અહીંયાં એક કંજુર નામે ગૃહસ્થ વેપારી રેહેછે પણ તેને હમણાં મળાશે નહી."

સ૦—નહી, સાહેબ, તેમને મળવું નથી, હમણાંજ એક મારો દોસ્તદાર નામે કેનેટ કરી, આ ઘરમાં ગયોછે, તેમને મળવુંછે.

"એઓતો હમણા કામમાં રોકાએલા હશે, તેટલાં પેહેલા માળા ઉપર જઈ બેસો."

સ૦—ઠીકછે સાહેબ."

એમ કહી સલમ ખુશીમાંને ખુશીમાંજ માળા ઉપર ચઢી ગયો અને પેલો બુઢો જે પેલા કંજુરનો બાપ હતો, તે નીચેજ રખેવાલ તરીકે બેઠો. થોડોક વખત સુધી સલમ પોતાની જગા ઉપર બેઠા પછી, તે બીજે માલે શી વાતો થાયછે, તે સાંભળવા હળવે હળવે ઉપર ચડયો. પણ તે દાદરની અધવચમા જઈ નહી પુગ્યો એટલામા તો મોટે મોટે વાતો કરવાનો અવાજ સંભળાયો.

કે૦—હવે આપણી બધી ગોઠવણ તો થઈ ચુકી, હવે ચાલો બોલો તમારી મેહેનતનું તમે શું લેશો.

સ૦—(મનમાં) અરે હું કમનસીબ. હું જરાક મોડો આવ્યો.

કંજુર—જુઓ સાંભળો, તમે જે કાંઈ કામ સોંપ્યુંછે, તે ઘણું બીકટછે, અને મારો જીવ બહુજ જોખમમાં રહેછે, વાસ્તે હું તમારી પાસેથી પાંચસો સોનાના શીક્કા લઈશ.

કે૦—કાંઈ તમે ઘેલા થયાછો ? કામ બીકટ શાનું ? એક સ્ત્રીને મારવી એજ કેની ?

કં૦—પણ સેતાન ચોઘડીએ કોઈ તેના ઘરમાંથી મરદ નીકળી આવેતો, તેની સાથે પણ બાથ ભીડવી પડે કે નહી ? એબી જોખમજની ?

કે૦—અરે વળી શાનો મરદ આવે. તેની સાથે કોઈજ નથી.

બસ એક તેણીનો નોકરછે તેજ. તમને સો વખત તો કહ્યું કે તેને આપણે જુદો તાર કરીને આગગાડીના મથક ઉપર મોકલશું. તે યાદ છેની ? હવે વળી કોણ મરદ સાથે તમને બાથ ભીડવી રહી ?

કં૦—પણ કોઈ બીજો નીકળી આવે તો.

કે૦—અરે કોઈ નથી, વારૂં, ચાલો ત્રણસો સોનાના શીક્કા લેજો.

કં૦—નહી બાપુ, એતો ઘણું થોડુંછે.

કે૦—વારૂં, ચાલો ત્યારે, હું તમને ખુશી કરીશ. હવે તો બસ.

કં૦—પણ જો સંભાળીને તાર કરજો હો ?

આટલું સાંભળી સલમ નીચે ઉતરી પડયો, અને પેલા પીર મરદને કહ્યું કે "બસ સાહેબ, હવે તો હું જાઉંછું કારણ કે મને હવડાં ઘણું કામછે, અને નકામું ખોટી થાવું શા અર્થનું. હું ઘણોવાર ખોટી થયોછું, પણ હવે કાંઈ ફીકર નહી, તમે કાંઈ એઓ આગળ કહેતાના, કે તેમને કોઈ પુછતું હતું, કારણ કે એમને હું કાળે વળી મળીશ.

"ઠીકછે સાહેબ, સીધારો."

સલમે હવે ચાલતી પકડી અને રસ્તામાં બહુજ વીચાર કરવા લાગ્યો કે હવે ઉપાય શો કરવો.

હવે આપણે પાછા પેલા ખુની કંજુર અને કેનેટ વચ્ચે શું બીના બનેછે તે જોઈએ.

કં૦—હું તમને શું કહું કેનેટ સાહેબ, મેં મારા બચપણથીજ આ મારો લુટફાટ અને ખુનીનો ધંધો ચાલુ રાખ્યોછે, અને મારી આટલી જીંદગીમાં કાંઈક બેહીસાબ પ્યારા જાનોને આ મારા હાથે (હાથ દેખાડીને) તેઓના દીલથી છુટા પાડયા હશે. પણ આજ લગણ મને કોઈબી વખતે એટલી બીહીક લાગી હતી નહી. મને કાંઈ હમણાથીજ બીહીક લાગેછે તો એ સ્ત્રીનો જાન તે હું શી રીતે લઈ શકીશ.

કેનેટ પોતાના મનમાં વીચારતો હતો, કે આ ખુની કોઈ મહા સેતાનછે, કે પોતાને બીહીક લાગેછે, એવી રીતે મને નાસેપાસ કરી, મારી પાસેથી વધારે ઓકાવવાની વેતરણ કરેછે, અને પોતાને ઘણીક બીહીક લાગેછે એમ કહી એમ ધારતો હોય કે હું એને વધારે દામ આપવાને કબુલ થાઉં કે જાણે એને ઘણી હીમત આવે, એવું ધારી તેણે જવાબ દીધો. "ભાઈ કોઈબી કામનો એવો ધારોછે કે જેમ જેમ તેમા વખત જતો જાય તેમ તેમ સારો અનુભવ મળતો જવો જોઈએ, અને તેમાં હીમત

વધવી જોઈએ. ત્યારે તેથી ઉલટુંજ તમારી હીમત ઘટતી કેમ જાયછે ? નહી, એ માનવા જોગ વાત નથી.

કં૦—(ગુસ્સામાંજ) માનવા જોગ નથીતો ચાલ્યા જાઓ. મને કાંઈ તમારૂં કામ કરવું નથી અને મને પૈસા પણ જોઈતા નથી.

કે૦—અરે નહી, સેઠ નહી, તમારે મોઢે માગ્યું દામ હું આપીશ.

કં૦—અરે હું પણ ત્યારનો કાંઈ પૈશા વીશે વાત કરૂંછું એમ સજોછો કે શું ? ખરૂં કહુંછું કે મારા હાથ પગ ઘણા ધુજેછે કે નીરદોષ સ્રીને તે શી રીતે મારીનાખું.

કે૦—અરે સૌ થયા કરશે, ચાલો ત્યારે હું જાઉંછું, જો સંભાળીને કાંમ કરજો, હો, જરા હીમત રાખજો એટલે વાહવાહ, હું તમને નીઆલ કરી નાખીશ.

એમ કહીને ઝડફથીજ ઉતરી પડયો કે, રખે વળી વાત છટકી જાય, અને કંજુર કાકા ફરી જાય. તે એકદમ ઉતરી ધસારામાંજ નીચલું બારણું ઉંઘાડી નીકળી જાયછે, એટલામા પેલો બુઢો જે નીચેજ બેશી રહયો હતો, તે ઉઠીને તેની પછવાડે ચાલી બોલી ઉઠયો. "અરે જરા સબુર, શેઠ કાંઈ તમને કહેવુંછે."

કે૦—ભાઈ બીજી વખત આવું ત્યારે કહેજે હવડાંતો મને જવાદે, "અરે કોઈ તમારો દોસ્તદાર આવ્યો હતો" પણ આ બોલો કાંઈ કેનેટને કાંને નહી પડયા, કારણ કે ઝડફમાંજ તે ઘણો આગળ ચાલી ગયો હતો, જોકે સલમે પેલા ઘરડાને, કેનેટને કહેવા ના કહેલી હતી, તોપણ તેને કાંઈ શક જવાથી તે બાબત કેનેટને કહેવા જતો હતો.

---

## પ્રકરણ ૧૭ મું.

## સલમની બાહાદુરી.

જુલીઆને પોતાના ખાવીંદના આવવાની બાબતનો જે ખોટો તાર મળ્યો હતો, તેથી તે ઘણોજ હરખમાં આવી હતી, અને ઘરમાં સાફસુફ કરાવી આણીગમનું પેલીગમ, અને પેલીગમનું આણીગમ મેલાવતી હતી, અને સલમ બીજા હાથ ઉપર બહુજ વીચારમાં હતો કે, પોતાની શેઠાંણીને શી રીતે બચાવવી. તેને ખુશીમાં જોઈ તેને બમણી દીલગીરી લાગતી હતી, કારણ કે બેસપતવારની રાતના તેનું

મરણ જરૂર કરી જાણતો હતો. જુલીઆ સલમને દીલગીરીનું કારણ પુછતી પણ તે હરકાંઈ રીતે ઉડાવતો હતો. આવો હાલત ત્યાં ચાલતી હતી તેવામાં બેસપતવારની સાંજના જુલીઆને એક તાર મળ્યો જે વાંચી તે બહુજ દીલગીર થઈ ગઈ.

સ૦—કેમ બાઈ કાલે અત્યારે તો તમે તમારા ખાવંદની સાથે બેશી વાતો કરશો.

જુ૦—(એકદંમ હરખમાં આવી) હાસતો વળી, તેમાં તારૂં શું જાયછે ? પણ આ જોની, વળી એ કેવું એમને અણુઘટતુંછે. અરે ખોદા, એ રેહેમના ખાવંદ, મારી ઉપર મારા પ્રોટયુસનું હેત છેજ નહીં.

સલમે તાર લઈ નીચે પ્રમાણે વાંચ્યો. "હું બેરેસપતવારે પાછલી રાતના બનતાં સુધી આવી પુગીશ. સલમને એકલાનેજ સ્ટેશન ઉપર મોકલજો, તમે નહીં."

સ૦—કેમ વારૂં, તેનું શું કારણ, તમે નહીં કાંએ ? નંહી બસ, એની બોહોસપર તમે સમારજો.

જુ૦—ના, કદી નહીં, મારે મારા ધણીના પુરેપુરા તાબામાં રહેવું જોઈએ.

સલમ સારી રીતે સમજતો હતો કે, એ તારતો પેલા લુચાઓનું તરકટ હતું, જોકે મનમાતો બહુજ ધુજતો હતો કે, હવે વખત નજદીક આવી લાગેોછે, પણ આવી વખતે તે હીમત હારી નહીં ગયો. તે હીમત રાખી જુલીઆ સાથે વાતો કરતો હતો, અને હમણાં તેને એકાએક કાંઈ વીચાર સુજ પડયો, જે પોતાની બનતી કોશેશથી તેણે અમલમાં લાવવાનો ઠરાવ કરયો. રાતના જયારે જુલીઆ ખાંનું ખાવા બેઠી ત્યારે સલમ બોલ્યો "ચાલો બાઈ, ત્યારે તો હવે હુંજ રાતના જઈશ, હું અહીંયાંથી બાર વાગતે નીકળીસ. કેમકે આગગાડી બે વાગતે પોતાના મથક ઉપર આવી પોહોચેછે.

જુ૦—(દીલગીરીથી) ઠીકછે, ત્યારે જજે, જો સંભાળીને મારા વહાલા ખાવીંદને લઈ આવજે.

સ૦—વારૂં, બાઈ સાહેબ.

સલમે પણ ખાણું ખાધા પછી, રાતના કલાક નવેકને સુમારે એકાએક આજારી પડી ગયો, અને જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ તેની બીમારી વધતી ગઈ. આથી એકલી પડી ગએલી

જુલીઆ બહુજ ધભરાટમાં પડી, અને હુવે શું કરવું તેનો કાંઈ ઉપાય તેને સુજયો નહીં. પોતે વીચાર કરવા લાગી કે હવે પ્રોટયુશને લેવા કોણ જાય. પોતે જવાને તો એક પગે હતી, પણ શું કરે ? તેનેતો તેના ખાવંદનો હુકમ નહીં હતો. લાચાર, કંગાળ, કમનસીબ, પોતે હજારો જાતના નાઉમેદી ભર્યા વીચારો કરવા લાગી. આ જોઈ સલમને પણ બહુજ ચુંથાઈ આવ્યું, અને તે હળવે રહીને બોલ્યો, "બાઈ હવે તમારેજ તમારા ખાવંદને લેવા જવું પડશે."

જુ૦—હા, સલમ હું તેજ વીચાર કરૂંછું.

સ૦—એમાં વળી વિચાર શાનો હોય ? તમને જવુંજ પડશે. નહીંતો તેમના મનમાં ઘણુંજ ઓછું આવશે અને ધારશે કે મારી બાઈડી મારા ઉપર જોઈએ એટલો પ્યાર રાખતી નથી અને તેઓને હજારો જાતના વેહેમો ઉત્પંન થાશે.

જુ૦—(ચીરડાઈને) શું પ્યાર નથી રાખતી; હું કયાં જવા ના પાડુંછું, તુંને વંચાવ્યું તેની ખબર છેની? તેઓજ મને આવવા સાફ ના પાડેછે.

સ૦—હા, પણ તેતો તેમને લખવાને ધટારતછે, કેમકે તમને રાત પડી તસદી આપવાનું દુરસ્ત નહીં ધાર્યું હશે, અથવા તો તમારા તેની તરફના પ્યારની તપાસને માટે તમોને જવા ના લખી હશે.

જુ૦—(ખુશી થઈને) શું તેમ એઓની ધારણા હશે વારૂં, તેમાં તો તેઓ બહુજ ભુલેછે. પણ નહીં. એઓ મને ચહાતાજ નથી.

સ૦—અરે નહીં, નહીં, તમે તમારે બેલાશક જાઓ. તમે જુઓછો કે હવે મારેથી કેમ જવાય ? હુંતો આવો એકાએક બીમાર પડી ગયો.

જુ૦—પણ ત્યારે મને ધમકાવે તો નહીં ?

સ૦—અરે ધમકાવે શાના, અને ચીડાય તો એમ સમજાવીને કહેવાનુંછે કે, સલમ એકદમ બીમાર પડી ગયોછે, તેથી હું આવીછું, વાસ્તે માફ કરજો.

જુ૦—ચાલ, જે બને તે ખરી, હવેતો હુંજ જઈશ.

હમણાં દસ વાગવાનો સુમાર થાવા આવ્યો હતો, અને જુલીઆ બે કલાકને સારૂં ઉંધે, તે ન બનવા જેવું હતું. કારણ કે એકતો તેની અધીરાઈ, અને બીજું તો સલમનું બીમાર પડવું, તેને બહુ

લાગતું હતું. જોકે જુલીઆને ઉંઘતો મુદલ નહીંજ આવતી હતી, તોપણ સલમને કાંઈ ઘરનીજ દવા આપી, જે દવા સલમે એક કલાક પછી લેશે એવું કહાથી તે માત્ર પોતાના ઓરડામાં જરાક આસાએશ લેવા ગઈ. અરે, તેને થોડીજ ખબર હતી કે તેનો ભરથાર ખરેખરો આવનાર હતો ? અને આ તેની અધીરાઈ શા બાબતની ! આહ, તેના નીરદોશ પ્યારનું એ સરવે પરીણામ હતું. તેના ખાવીંદે તેને લેવા આવવા ના કહી હતી, એ વીશે તેના મનમાં ઘણુંજ દુખ લાગતું હતું. પણ તે સઘળું ફોકટનું હતું. તે પોતાના મનમાં ઓછું લાવી, વખતે સુતી સુતી રડી પડતી હતી કે તેના આવા સખત પ્યારનો શું આ બદલો મળેછે ? પણ એ ઘડીએ પણ તેને પ્રોટયુસને સારૂં ધીક્કારનો વીચાર નહીં આવ્યો. ઓ, નીરદોશ અબળા, ઓ પાક દામાન ઓરત, અરે તેના સપનામાં પણ હતું કે તેનો ખાવંદ તેની પાક દામાનછે કે નહીં તે વીશેની તપાસ લેવરાવવા બહારગામ જુઠું બહાનું કાહી નીકળી ગયો હતો. અરે, સાજનનું મરણ શી રીતે નીપજ્યું તે વિશેની ખબર કાંઈ પણ તેને હતી ? નહીં, ખચીત નહીં હતી. હા, કેવું સુખી નીર્દોશપણું. જોકે તેનો ખાવંદ તેની ઉપર ગમે એવોબી કડણ થાવા ચાહાતો હતો, પણ ખોદાની તેની ઉપર મેહેર હતી, અને તે બારેહકતાલાએ તેને એક ઘણોજ વીશ્વાસુ નોકર બક્ષ્યો હતો, જેના વગર તેનો થોડાક કલાક પછી જાન લેવાને વાસ્તે જે તરકટ અને કાવતરાં તયાર થયાં હતાં તેનો તે ખચીત ભોગ થઈ પડત. પણ આ વખતે પણ તે દાદગરે પોતાનો સદા માયાળુ હાથ નીરદોષ ઉપર રાખ્યો હતો.

આખા દહાડાના થાકથી તેની આંખ જે હમણા લાગી ગઈ હતી તે આસરે સાડા અગીઆરને સુમારે એકદંમ ઉઘડી, અને જાણે ગાડીનો વખત થઈ ગયો હોય એમ સમજી ઘભરાતી, ઘભરાતી, જલદી બહાર જાવાનાં કપડાં પેહેરયાં અને પોતાની ગાડી જોડાવવાની વરદી આપી. જોકે આવી મધ રાત્રે તેનો મદદગાર કોઈ નહી હતો, તોપણ મનમાં ઘણી ધીરજ રાખી તે સરવે પોતાનું કામકાજ હીમતથી કરતી ગઈ, અને પોતે તૈયાર થયા પછી સલમની ખબર અંતર પુછી તે બહાર નીકળી પડી. ખચીત તે વખતે તેનો વાલી ખોદા હતો. જે ઓરત દીવસના બહાર નીકળવાને બીહે, તે મધ્ય રાત્રને સમે એ-

કલી બહાર નીકળી હતી. આ વખતે તેણે હીમત કોણ આપતું હતું ? તેનો પ્યાર, તેની ફરજ, અને તેનું નીરદોષપણું.

એકગમ જુલીઆની ગાડી ચાલી, અને બીજીગમ સલમ એક મસ્તાના સિંહની માફક પોતાના બીછાના ઉપરથી ઉડયો.

જુલીઆની ગાડી જરાક આગળ ચાલી કે પેલો ખુની જે તે ગાડી જવાની વાટજ જોયા કરતો હતો તે પણ દાંત કચકચાવી એક કૃર વાઘની માફક બીછાંના ઉપરથી ફુંફાડા મારતો ઉડયો.

હવે સલમ જેવો ઉડયો કે તે ઘરમાનો એક મોટો ઓરડો જેને લોઢાંના સળીઆની ગરારથી બે ભાગમાં વેહેંચી નાંખ્યો હતો તેમાં દાખલ થયો. તે ઓરડાના પેહેલા ભાગમાંથી બીજા ભાગમાં જવા સારૂં એક લોઢાના સલીઆનું બારણું હતું તે ઉંઘાડયું, અને તેમાં જુલીઆનો પલંગ ઘરના બીજા ભાગમાંથી લાવી પેલા બીજા ભાગવાળા ઓરડાની છેડે, ભીતની અડોઅડ મુકયો. અને તે પર એક તકીઓ મુકી, ઉપર એક ઓઢણ બીછાવી જાણે કોઈ સુતું હોય તેવી રીતે ગોઠવી, અને લોઢાના દરવાજા વાટે બહાર આવી, તે ઓરડાના પેહેલા ભાગમાં જયાં ડગલા તથા ગવન મુકવાની કબાટ હતી, તે કબાટમાં ઉભો રહી, અંદરથી અગળું બારણું બંધ કીધું. તેને પોતાની સાથે એક નહાની પીસ્તોલ પણ રાખી હતી. હમણાં આવશે, એ આવ્યો, અરે નહીં, એતો કાંઈ ઠોકાયું, એમ વીચારમાં હતો, તેવામાં ઘરનું પાછલું બારણું જે આસમાસ સલમે ઉંઘાડું રાખ્યું હતું તેમાંથી પેલો ખુની કંજુર ઘરમાં દાખલ થયો. ઘરના સઘળા ભાગ ઉપર તે એક નાગી તરવાર સાથે એક સળગાવેલી મીણબત્તી લઈ ફર્યો પણ તેને જુલીઆનો પલંગ પાયો નહીં. છેલ્લેસરવાળે તે પેલા લોઢાના સલીઆથી વેહેચાઈ ગએલા મોટા ઓરડાના પેહેલા ભાગમાં દાખલ થયો કે જયાં સલમ કબાટની અંદર ચુપ મુરદાંની માફક ઉભો હતો. પેલો ખુની જેવો પેહેલા ભાગમાં દાખલ થયો, તેવોજ બીજા ભાગમાં તેને એક પલંગ દેખાયો અને જાણે કોઈ તેની ઉપર ઓઢીને સુતું હોય, એવું તેને લાગ્યું, તેવોજ ખુશી થાતો થાતો પેલા લોઢાંના બારણા વાટે પેલા ઢોલીઆવાળા બીજા ભાગમાં દાખલ થયો. આ વખતે જાણે સલમની છાતી તમાંમ બેસી ગઈ હતી, તોપણ મરવું એકજ વખતછે, અને આવી સોનેરી તક જતી મુકવી નહીં જોઈએ,

એવું વીચારી પેલાની પછવાડે કબાટમાંથી બહાર નીકળ્યો, અને પેલા ખુનીની પીઠ તેની તરફ હતી, તેથી તે સલમને જોઈ શકયો નહીં, અને સલમે એકવાર હીમત રાખી, ઝડપમાં પેલું બારણું બંધ કરી દીધું, અને એક મોટું તાળું લગાડયું, કે જે તાળું તેણે તૈયાર રાખ્યું હતું. પેલા ખુનીને જેવો તાળાંનો અવાજ આવ્યો કે પાછળ ફરીને જોયું, અને પોતે એક વાઘની માફક પીંજરામાં સપડાએલો માલમ પડયો. તે એકદમ ઘણોજ ઝનુંનપર આવી ગયો, અને બારણું ઉં- ઘાડવાનું પોતાનામાં જેટલું જોર હતું તેટલું વાપરયું, પણ તે સઘળું વ્યર્થ ગયું. બારણું બંધ કીધા પછી સલમને હીમત આવી અને પોતાના ગજવામાંથી પેલી પીસ્તોલ જે રાખી હતી તે બહાર કાઢી, અને પોતે પેલાને મોતનાં અવતીઆં મારતો જોયા કીધો. જ્યારે કં- જુરે ઘણોક વખત સુધી ફાંફાં માર્યાં પણ કાંઈ વળ્યું નહી, ત્યારે જેમ એક જીવ ઉપર આવેલું માણસ કાંઈ પણ કરવાથી બીહે નહીં, તેમ તેણે પેલી નાગી તલવાર સલમ ઉપર જોરથી ફેંકી અને સલમ જો ખીસી નહી જતે તો જરૂર તેને ઘાયલ કરતે. હવે સલમે પોતાની પીસ્તોલ તેની તરફ તાંકી બોલ્યો "કેમ એ નીરદય, બદકાર ખુંની, તને એક નીરદોષ સ્ત્રીનો જાન લેવાની શરમ નહી આવી? ચાખ આ તારાં કાંમોનું ફળ," એમ કહી તેણે પીસ્તોલ ફોડી અને તેમાંથી દસ બાર છડાઓ નીકળ્યા અને જોકે પેલો ખુની આણીગમ પેલીગમ નાસ્યા કરતો હતો, તોપણ એક બે તેના પગમાં, અને કમરમાં વાગ્યા. પણ આથી કાંઈ તે મરીતો નહી ગયો, પણ લંગડો થઈ ગયો. જેથી કરી તે એક ખુણામાં બેશી મોટે મોટે બરાડવા લાગ્યો, અને ફુફાડા મારવા લાગ્યો. બીજીવાર સલમે પોતાની પીસ્તોલ ભરી ફોડી જેના છરાઓ આંબાદ પેલાના મસ્તકમાં વાગ્યા, કેમકે તે આ વખતે હીલીચાલી શકયો ન હોતો, અને થોડાજ વખતમાં તરફડીઆં મારી પોતાનો પાપી પ્રાણ છોડી દીધો. પછે સલમે પેલું લોઢાનું બારણું ઉઘાડયું, અને તે ઢોંગ કરે છે કે ખરોજ મરી ગયોછે તે તપાસ્યું. તેને મરી ગએલો માલમ પ- ડયો, અને હવે ઝડપમાંજ તેની ભારી લાશ ઘસડતો ઘસડતો, પેલા મોટા ઓરડામાંથી બહાર લાવ્યો, અને ઘરના નીચલા ભાગમા લઈ ગયો, અને હવે તેનું શું કરવું તેના વીચારમાં, તે થોડોકવાર ઉભો, પછી તેને પાછો ઘસડતો ઘરના પાછલા ભાગમાં જયાં એક નાનોજેવો

બાગ હતો ત્યાં લાવ્યો અને હવે જુલીઆને પાછો આવવાનો વખત થયો કે નહી તે માટે તેણે ઘડીઆળ જોયું, તો માલમ પડયું કે માત્ર હમણા તો બે વાગા હતા, તેથી વીચારવા લાગ્યો કે હજુતો હવડાં જુલીઆ માત્ર પુગીજ હશે, અને તેને આવતાં હજુર બીજા બે કલાક જોઈએ. એવું ધારી એક મોટો, ઉંડો ખાડો ખોદવા શરૂં કીધો. સાડાત્રણ વાગતાને શુમારે તેણે પેલી લાશ પેલા ખાડામાં નાંખી અને ઉપર મટોડી પાંથરી પાછો જાણે કે કાંઈ જાણતો ન હોય તેમ ઠંડું કલેજું રાખી, પોતાના બીછાના ઉપર પાછો બીમાર હોય તેમ સુઈ ગયો. જુલીઆ સવાચાર વાગતે પાછી ઘરમાં એકલી આવી, અને સલમને સુતેલો સમજી પોતાના બહાર જવાનાં કપડાં કાઢી પોતાનું બીછાનું, કે જે, પેલા મોટા ઓરડામાં મુકયું હતું, ત્યાં તે શી રીતે આવ્યું હશે એવા વીચારમાં તે સુઈ ગઈ.

---

## પ્રકરણ ૧૮ મું.

## આંધળો પ્યાર.

જુલીઆ જેવી સવારે ઉઠી, તેવીજ સલમની પાસે તેની તબીયત પુછવા ગઈ. હજુતો જુલીઆ આગળ જઈ ઉભી રહે શું કે સલમે તેને કહયું “માફ કરજો બાઈ સાહેબ, રાત્રે તમે ગયા પછી મને બહુજ જોરમાં તાઢ ચઢી આવી, અને શું કરૂં, કોઈ મને દવાદારૂ આપનારૂં તો મળેજ નહી, અને વળી સઘલી કબાટોની કુચીઓ તો તમારી પાસેજ હતી, અને હવે ઠંડી બહુજ વધવા માડી, તેથી મને તમારા મોટા બંધેઆર ઓરડામાં જઈને સુવાની ફરજ પડી, અને મારા પલંગને તો પઈડાં પણ નહી, કે મારાથી ઘસડીને ત્યાં લઈ જવાય, તેથી બાઈ સાહેબ, માફ કરજો, તમારો પઈડાંવાળો ઢોલીઓ જેમ બને તેમ ઘસડતો લઈ ગયો અને ત્યાં શુતા પછી, મને જરાક હુંફ આવી, કારણ કે ત્યાં એક બારણાં સીવાય બારીઓ તો મળેજ નહી. પણ થોડા વખતમાં હું હવે ગરમીથી અકળાવા લાગ્યો અને વળી ધારયું કે તમારો આવવાનો પણ વખત થયો તેથી પાછો અહીંયાંજ આવી સુતો.

જીુ૦—કાંઈ ફીકર નહી, મારા વીશ્વાસુ નોકર. તે વિશે હું એક લેશભારબી દલગીર કે ગુસ્સે થઈ નથી.

સ૦—કેમ, પણ તમારા ભરથાર કયાંછે ?

જીુ૦—ખોદાનેજ ખબરતો, હુંતો બે વાગતે બરાબર સ્ટેશનપર પુગી, અને થોડાજ વખતમાં મીલાનની ગાડી આવી, પણ તેમાં પ્રોટયુસબી નહી મળે, યા કોઈ નોકર કે તેનો દોસ્તબી નહી મળે, પણ હું થોહો વખત ત્યાં ખોટી થઈ, કે કદાચ હોય, પણ આખરે મને નહી માલમ પડવાથી પાછી ફરતી હતી, એટલામાં કોઈ ગૃહસ્થના દાગીના ઉપર "મીલાનથી વેનીસ" એવું વાંચી ધારયું કે એ ઉતારૂ કોઈ મીલાનથી આવ્યો હશે, તેથી મેં તેની આગળ જઈ પુછયું કે 'પ્રોટયુસ વેપારી આવ્યાછે કે હજુ ત્યાંજછે ? તેણે મને ઘણીજ નમનતાઈથી જવાબ આપ્યો, "કેમ, તેઓતો હજુ મીલાનમોજછે પણ કાંઈ આવવાનો ઈરાદો રાખતા હોય એવું સાંભળ્યુંછે ખરૂં." એવી રીતનો જવાબ સાંભળી, હું ઘણીજ દીલગીર થઈ ગઈ અને પેલા જે બે તારો મારા ઉપર આવ્યા હતા, તે ખરા હશે કે કોઈનું તરકટ હશે, તેનો વીચાર કરતી પાછી ફરી. પણ તમો હમણા કેમછો તે કહોની ! તનદુરસ્તીમાં કાંઈ સુધારો થયોછે કે નહી ? જો નહી હોયતો, હકીમને બોલાવી મંગાવું.

સ૦—(ગભરાઈને) નહી બાઈ, હવડાંતો રાત કરતાં ઘણો તનદુરસ્તીમાંછું, અને તમારી રાતવાળી દવા આપવાથી ઘણોજ ફાયદો થએલો લાગેછે અને હવે બીજીવાર લેવાની પણ જરૂર લાગતી નથી, કેમકે આજ સવાર પછીતો ઘણોજ હુશીઆરછું."

સલમે રાતથી ઢોંગ કરવા માંડયા હતા, તે ઓછા કરતો ગયો અને બીજે દીવસેતો જાણે કંઈજ નહી હોય તેમ પાછો સાજો, સમો ઘરમાં ફરવા લાગ્યો, પણ તેનું હૈયું હવે તેને બહુજ ડંખતું હતું. તે મનમાં ઘણોજ બીહીતો હતો, કે જો હવે કદાચ કેનેટને પાછો પેલો ખુની નહી જડશે તો, કદાચ ત્યાંજ તેને મરી ગપેલો સમજી સરકારી માણસો લઈ જુલીઆના ઘરના આડા લેવા આવશે અને ત્યાંનો ત્યાંજ તેને પકડી જશે, અને પછી કાંઇ પણ ચારો રેહેશે નહી.

---

## પ્રકરણ ૧૯ મું.

# આતુર કેનેટ.

હવે આણી તરફ સહવારના આઠ વાગયાને સુમારે કેનેટ સાહેબ જુલીઆના ઘર આગળથી જાણે કામે જતા હોય, એમ ચાલી ગયા. તેમાં તેની મતલબ એટલીજ હતી કે, ઘર આગળ કાંઈ ગડબડછે કે નહી, તે જોવું. પણ ઘર આગળથી ચાલી ગયા પછી ભારે ઓચંબામાં પડયો કે, એમ કેમ હોય. શું એટલા વખતમાં જુલીઆની લાસને દફણાવ્યામાં પણ આવી હોય ? ના, એમ હોય નહી, ત્યારે એતો સઘળું હું રાખેતા પ્રમાણે જોઉંછું તેમજછે. નહીં, નહીં, કાંઈ જોવામાં ભુલ પડી હશે, એવું ધારી થોડેક દુર જઈ પાછો જુલીઆના ઘર આગળથી હળવે હળવે પગલાં ભરી ચાલ્યો, કે કાંઈ દેખાયછે ? અથવા સંભળાયછે ? પણ ના, કાંઈજ નહીં, સૌ રાખેતા મુજબ ચુપજછે. ત્યારે એમ બને કેમ, પણ સબુર, હું પેલા કંજુરને ઘેર જઈ તેને પુછુંતો ખરો, કે ગઈ રાતે શું કરયું.” તેણે કંજુરના ઘર આગળ જઈ બારણું ઠોકયું, એટલામાં કંજુરના બુઢા બાપે બારણું ઉંઘાડયું, અને અધીરાઈથી પુછયું “કેમ સાહેબ તમે એકલાજ ? અને મારો છોકરો કંજુર કયાંછે ?

કે૦—શું હજુ તે નથી આવ્યો ? હું તો તેમનેજ મળવા આવ્યોછું.

“નહીં, ગઈ રાતના અહીંથી ગયા પછી પાછા આવ્યાજ નથી.

કે૦—એ શું બોલોછો.

“ખરૂં કહુંછું સાહેબ, એઓ આંહીં આવ્યા નથી.

કેનેટ આ વખતે પોતાના મનમાં સમજયો, કે કંજુરને ઓછુંજ પડેલું તેથી તેને મારી સાથે કાંઈ પણ દગો કીધોછે, અને આ બુઢો જાણે જાણતો નહીં હોય, એમ ઢોંગ કરેછે.

કે૦—શું ત્યારે કંજુર ઘરમાં નથી ?

“નહીં સાહેબ, નહીં,

કે૦—તમે ભુલતાતો નહીં હો કદાચ તમે સુતેલા હશો અને એઓ ઉપર ચઢી ગયા હશે.

“તમારે જોઈએતો ઉપર જઈને જુઓને ?

હવે કેનેટની ખાત્રી થઈ કે, તે ઘરમાંતો નથીજ, અને તેથી તે

ઘરની સીડી ઉપરથી ઉતરી પડયો, અને પોતાના ઘર ભણી નીચી મુ-ડીએ ચાલવા માંડયું. તે મોટા અંદેશામાં પડયો કે આ શી બીના હશે. એ બાબતને હવે ત્રણ દીવસ વીતી ગયા પણ કાંઈ તેને કંજુ-રનો પત્તો મળયો નહીં.

---

### પ્રકરણ ૨૦ મું.

## જુલીઆની નાસીપાસી.

આ બીના બન્યાને ચોથે દીવસે, સહવારના નવેક વાગતાને સુમારે વળી જુલીઆને એક તાર મળયો, તે વાંચી હવે તેની બહુજ ગુચવા-ડામાં પડી. "આ શી બળા.?" તે મન સાથે બોલી "એ ઘડી ઘડી તાર ઉપર તાર શાના આવ્યા કરેછે. શું એમાં લખેલુંછે તે ખરૂં માનું ? અને શું ખરૂં માનું તો એ પ્રમાણે અમલમાં લાવું ? ના, એક-વાર શક જાયછે, અને બીજીવાર મારા ખાવંદ તરફનો મારો પ્યાર અને મારી અધીરાઈ મને અહીંયાં થોભવા પણ દેતી નથી, ઓ ખોદા, આ શું મને દુખના વમળમાં નાખીછે, અરે આ માનું કે નહીં ? હું તો જરૂર જાઉં, કાંઈ પણ કારણ હોવુંજ જોઈએ, સલમ પણ ઘરમાં નથી કે તેની કાંઈ સલાહ લઉં. અરે, એ મને કોઈ દહાડે મુકીને નહીં જાય અને હમણાં મને નજદીક ચોવીસ કલાક થયાં, વીહીલી મુકી ગયોછે. (નાસીપાસીથી) વારૂં સબુર એબી કાંઈજ નહી, પણ બધા દુખોના ફટકામાંનો એક નાનો જેવો એબી ફ-ટકોછે. એ પણ સહન કરવાને મને સાથે ખોદાએ સબુરી આપીછે, ત્યારે તેમ કરવાને હું ઘણીજ ખુશીછું." એ પ્રમાણે તેણે આખો દહાડો ગુંચવાડામાં કાઢયો, અને તેને કાંઈ સુજ નહી પડી કે કેમ કરવું, અને છેલ્લે સરવાળે તેણે સલમની મુનસફી ઉપર નાંખવાનો વીચાર કરયો. રાતના આઠ વાગતે સલમ ઘરમાં દાખલ થયો અને જુલીઆને દલગીર ચેહેરે બેઠેલી જોઈ પુછયું "કેમ મેહેરબાન બાઈ સાહેબ, વળી આજ શું છે ?"

જુ૦—તું હવડાં આવ્યોની ? મારી પાસેથી બે કલાકની રજા લઈ તેં ચોવીસ કલાક બલકે ઉપર કાઢયાછે. જા, આજથી તું પણ નીમ-કહરામ થાવા લાગ્યોછે.

**સ૦**—અરે, મારાં શેઠાણી તમે એ શું બોલોછો ?

**જુ૦**—સલમ, બોલવાનું તો ઘણુંએછે, પણ એ સઘળો તારો વાંક નથી, એ બધો મારા ભાગ્યનો વાંકછે, વાસ્તે તેમાં તું શું કરશે.

**સ૦**—બાઈ, એકદંમ એટલું મનમાં ઓછું કેમ લાવી દોછો ?

**જુ૦**—ઓછું હું નથી લાવતી, શું કરૂં ? મારી હાલત હમણાં એવીજ થઈ લાગીછે, મને કાંઈ વાતનું ચેન નથી પડતું, કમનસીબ માણસની હાલત એવીજ હોયછે. તે બીજાઓનું બહારનું સુખ (જો કે અંદરથી તેઓ કેવાબી દુખી હોયછે) જોઈ પોતાના મનમાં ઘણુંજ ઓછું લાવેછે. નહી, તે અદેખાઈ નથી કરતું ? પણ પોતે પોતાના મનમાં પોતાને ઘણું હલકું પડી ગએલું સમજેછે. જો કે તે અકલમંદ હોયછે, તો તેની અકલ કાંઈ જાતી નથી. અને ચંચલ હોયછે, તો ચંચલાઈ નથી જાતી; અને હુશીઆર અને બાહોશ હોય છે તો હુશીઆરી અને બાહોશી નથી જાતી; અને છેલ્લું જો ઘણા પ્યારમાં લપટાએલો હોયછે તો તેનો પ્યાર કાંઈ પણ ઓછો નથી થાતો.

**સ૦**—બાઈ, તમારા બોલવાની મને કાંઈ સમજ પડતી નથી. જરા વધારે ખુલાસાથી બોલો તો મેહેરબાની, મને તમારી વાતમાં બહુજ ગુંચવાડો લાગેછે.

**જુ૦**—અરે, એ ગુંચવાડો તો થોડો હશે.

**સ૦**—શાના કરતાં ?

**જુ૦**—આના કરતાં" એમ કહી પેલો તાર કાઢી આપ્યો. જે સલમે લઈ વાંચ્યો,

"છેક આપણા ગામની નજદીક આવ્યા પછી પાછું મને મીલાન તરફ ફરવાની ફરજ પડીછે, અને પાછાં આવતાં ઘણા મહીના લાગશે તેથી જો મરજી હોયતો, તમો પણ બે ચાર દીવસમાં ત્યાં જવા નીકળી પડજો. આપણુ સાથે રહીશું."

**સ૦**—શું, આ તાર તમારા વહાલા પ્રોટયુસ તરફથી મળ્યોછે ? (પાછું કાગળમાં જોઈ) હા, નામતો તેઓનુંજછે (હસીને) કેમ ત્યારે ચાલશું ?

**જુ૦**—(અધીરાઈથી) શું, એ તું ખરૂં ધારેછે ?

**સ૦**—ત્યારે ખોટું ધારવાનો શો આધારછે.

**જુ૦**—(ઘણી ખુશી થઈ) શું ત્યારે એ ખરૂં ? અરે, તારો ખરોજ

વીચાર મને કહીદે, કારણ કે તારે સારૂંજ હું બોટી હતી." જોકે એક શેઠાણી પોતાના નોકરનો આવી એક અગત્યની બાબત ઉપર વિચાર પુછે, એ લગાર અજાએબ જેવું લાગેછે, તોપણ જુલીઆની તેવી હાલત આ વખત થઈ હતી. તે એટલીતો દુખી ને નાઉમેદ થઈ ગઈ હતી કે, તેણી પોતાનો મરતબો અને મોબો સરવે ભુલી ગઈ હતી પોતાના દુખનું વર્ણન સાંભળવાને તેની આગળ કોઈજ નહી હતું. અને સલમ સાથે તે બચપણથીજ રમતી આવેલી, પણ મોટી થયા પછી તેણે જરા ટેક રાખવો પડતો, પણ તે ટેક આવા નાસીપાસીના વખતમાં ભુલી ગઈ હતી.

**સ૦**—મારો વિચારતો એજછે કે તમારે તમારા ખાવંદનું કહ્યું માનવું જોઈએ.

**જુ૦**—(ચીડાઈને) પણ તે હું કયાં ના પાડુંછું અને તે બાબત ઉપર મને શાનો સમજાવા નીકળ્યો. (નરમ પડીને) પણ હું એમ પુછું કે એ તાર ખરોજ હશે ? કે વળી પેલા તાર જેવો ?

**સ૦**—હવે વળી પેલો કયો તાર ?

**જુ૦**—તે દહાડે હું મારા ખાવંદને લેવા ગઈ, અને તેઓનું તો કાંઈ ઠેકાણુંબી નહી હતું તેમ.

**સ૦**—અરે, પણ તેઓ આ તારમાં પેલા તારનો ખુલાસો કરેછે. તે સમજોછોની ? પેહેલા તારમાં એઓએ જણાવ્યું હતું કે હું આવીશ, વારૂં, તેથી તમે લેવા ગયાં, અને એઓતો નહી આવ્યા, તેથી તમે ગુંચવાડામાં પડયાં, અને તે ગુંચવાડાનો ખુલાસો આ તારમાંછે. હું નહી આવી શકયો અને મારે પાછું ફરવું પડયુંછે.

**જુ૦**—અરે, હા, ખરી વાત, અરે અફસોસ, કે મારા મનની હાલત કેવી બીગડેલીછે કે, મને કાંઈજ સમજણ પડતી નથી.

---

### પ્રકરણ ૨૧ મું.

## પાપનો ઘડો ફુટો.

કંજીરનું ખુન થયાને ચોથે દીવશે જુલીઆને પોતાના ખાવંદ તરફનો તાર પણ મળ્યો હતો અને આ તરફ કેનેટ સાહેબ પણ ત્રણ દીવસ સુધી થોભી, ચોથે દીવસે હવે કાંઈ વધારે તલાસ કંજીર વીસે

કરવા નિકળ્યા, પણ શું તપાસ કરે ? અને ક્યાં જાય, વળી કંજુરના ઘરમાંજતો. કંજુરનાં ઘરમાં આવી પુગ્યા પછી પેલા તેના બુઢા બાપ સાથે તેણે વાત શરૂ કીધી.

કે૦—કેમ સાહેબ, તમારો બેટો કયાંઇ દેખાતોજ નથી ? વળી કોઈ ઠેકાંણે નાહાશી ગયા કે શું ?

બુઢો—(ચીડાઈને) એ બોલોછો શું ! જો બીજા બે દીવસમાં મારો છોકરો અહીંયાં નજરે નહીં પડશે તો તમારો જીવ લઇશ.

કે૦—(હશે કાલજી) મરવાનું તો એકવાર સૌને છેજ.

બુઢો—તે બોલવાનું ઘણું સેહેલુંછે, પણ જ્યારે વખત આવી પુગેછે ત્યારેજ માલમ પડેછે.

કે૦—પણ ત્યારે તમે કહેવા શું માગોછો ?

બુઢો—હું કાંઇ કહેવા નથી માગતો, હુંતો મારો છોકરો માગુંછું.

કે૦—તેને વિશેતો હુંજ તમોને પુછવા આવ્યોછું.

બુઢો—પણ ત્યારે ત્રણ દીવસ સુધી કયાં સુતેલા હતા.

કે૦—અરે સાહેબ,——

બુઢો—સાહેબબી નહી, અને શેઠબી નહી, મનેતો મારો છોકરો—

કે૦—મારા કામમાં નિરફળ થવાથી મેં ત્રણ દીવસ બહુ નાસી-પાસીમાં કાઢયા.

બુઢો—કયા કાંમમાં તમને નીહેફળતા મળી ?

કે૦—હા, તેનો ખુલાસો કરૂં. જો સાંભળો, અમે બંને જણે——

બુઢો—તેની મને કાંઇએ પરવા નથી. મારા કંજુરને તમે લાવી આપો.

કે૦—અરે બુઢા, હુવડાંજ તેં કહ્યું કે, ખુલાસો કરો, ને હું તેમ કરૂંછું ત્યારે——

બુઢો—ચાલો બોલો શું ખુલાસો કરોછો.

કે૦—જો સાંભળો, અમે બંને જણે એવો ઠરાવ કરયો હતો કે આ દસ બાર બંગલા મુકી પાસેના ઘરમાં એક જુલીઆ નામે ઓરત અને સલમ નામે તેનો નોકર રેહેછે——

બુઢો—(અધીરાઈથી) હશે, તેનું મને શું લાગેછ વળગેછે.

કે૦—પણ જરા સબુર, સાંભળો તો ખરા, એ બંનેમાંથી અમોએ

જુલીઆને મારી નાખવાનો ઠરાવ કીધો હતો, અને તે કેમ બજા લાવવો તેની અમોએ ઘણીજ સરસ યુકિત કરી હતી. તે એમ હતી કે જુલીઆનો ખાવંદ જે મીલાન શેહેરમાં રેહેછે, તે જાણે ખરેખર પાછો ફરતો હોય તેમ તેના નામનો વીરોના સુધી જઈ મારે તેની ઉપર એક તારનો સંદેસો મોકલવો, કે જાણે પ્રોટયુસ તે તેનો ખાવંદ પાછો અહીંયાં એટલે વેનીશમાં આવી લાગેછે. અને ત્યાર પછી વળી ત્રીજે દીવસે, એવો એક બીજો તારનો સંદેશો મોકલવો કે, તેણીના ખાવંદ જાણે (ગયા) બેસપતવારને દીવસે આવી પોહોચશે, અને તે વખતે જુલીઆએ તેને આગ ગાડીના મથક ઉપર લેવા આવવું નહી, પણ સલમ, એના નોકરેજ આવવું.

બુઢો—કેમ વારૂં ? તેનું કારણ શું.

કે૦—જરા ધીર ધરો, તેનું કારણ એટલુંજ કે, સલમ જો રાતના ઘરમાંથી બાહાર જાય, તો તમારો બેટો કંજુર જુલીઆના ઘરમાં જઈ તેને સેહેલાઈથી મારી નાંખે, કેમકે ઘરમાં તેના નોકર સીવાય બીજો કોઈ પણ મરદ નથી.

બુઢો—તમે ચોકસ જાણોછો કે બીજો કોઈ મરદ નથી ?

કે૦—હા, ચોકસ અને વળી તે કામ બજાવવાને વાસ્તે મેં તમારા બેટાને, તેની મેહેનતના ત્રણસો સોનાના સીક્કા આપવાને કબુલ્યા હતા.

બુઢો—તે કયાંછે. લાવો, ચાલો, મનેજ આપીદો.

કે૦—જરાક સબુરી પકડો, પણ તે જયારે ઘરમાંથી ગયો ત્યારે તમે જાગતા હતા ?

બુઢો—હા, હું જાગતો હતો. હું ધારૂંછું કે એઓ સવાબારેકને અમલે ગયા અને તેઓ ગયા તેની દસેક મીનીટ અગાઉ એક ગાડી ઘણીક જોરમા અમારા બારણા આગળથી દોડી ગઈ, જેથી હું જાગી ઉઠયો હતો.

કે૦—હું, ત્યારે ખરી વાત, તે ગાડીમાંજ સલમ પોતાના શેઠને લેવા ગયો હશે.

બુઢો—પણ ત્યારે તે હજી આવ્યો કેમ નહી હોય ? કાંઈ ઓરતને હાથે તે માર્યો જાય એ ન બને તેવુંછે. (એકદમ ચોંકીને) પણ સબુર. એ વાત તમો બે જણા સીવાય કોઈ ત્રીજું જાણતું હતું ?

કે૦—ના. તદનજ નહી.

બુઢો—ખરૂં, તમે અહીયાંજ છેતરાઓછો,

કે૦—(ગભરાઈને) કેમ વારૂં શુંછે, શી રીતે છેતરાઉંછું.

બુઢો—હા, મારીતો ખાત્રીછે કે પેલો તે દીવસે જે આવ્યો હતો, તેણે કાંઈ પણ વાતની અગાઉથી ખબર મળેલી.

કે૦—અરે, કોણ આવ્યો હતો ?

બુઢો—કોઈ તમારો દોસ્તદારછે ?

કે૦—કેમ, મારી ઓળખાણનાતો ઘણાએછે, પણ મારો દોસ્તદારતો કોઈ નથી.

બુઢો—અરે સાહેબ ત્યારે તમે ઠગાયા, તમે જે દહાડે અહીયાં છેલ્લા આવ્યા હતા, તે દહાડે તને પાછા જતી વખતે ઝડપમાંજ ચાલી ગયા હતા તે યાદ છે ?

કે૦—હા, ખરી વાત, પુરેપુરી યાદ છે ?

બુઢો—અને તમને જતી વખતે હું કાંઈ કહેવા જતો હતો ?

કે૦—કાંઈ તમે મને કહેતા હતા ખરા, એવી મને સુરતાછે ખરી. કેમ, તે શું કહેતા હતા !

બુઢો—તે એ કે, તમે તે દીવસે ઉપર ગયા પછી કોઈ શખસ તમારો દોસ્તદારછે એવું કહી ઘરમાં દાખલ થયો, અને મેં તેને ભુલમાં પેહેલે માળે બેસાડી, હું નીચે આવી બેઠો હતો. પણ થોડા વખતમાં તે નીચે આવી મને કહેવા લાગ્યો કે, હું જાઉછું, તેથી મેં તેને જવા દીધો, ને વળી મને એમબી કહ્યું હતું કે, તેના આવ્યાની વાત તમારી આગળ કહેવી નહીં. કેમકે તે તમોને બીજે દીવસે મળશે એવું કહ્યું હતું. તોપણ તમને જાતી વખતે હું કહેવા જાતો હતો, તેબી તમે સાંભળ્યું નહીં.

કે૦—અરે અરે, એ કોણ હશે, જેબી હોય તે, પણ તેનેજ હાથે કાંઈ કંજુરને હરકત થઈછે એવું મને લાગેછે. અને તે કોઈજ નહીં, પણ જુલીઆનો કોઈ બેરખાહ હોવો જોઈએ.

કે૦—વારૂ, તેનો ચેહેરો કાંઈ તમારા ધ્યાનમાંછે ?

બુઢો—હા, તે અંગે પાતળોછે, તેની ગરદન ઘણી ટુંકીછે અને કંપાળ ઘણું મોટુંછે, અને તેની આંખો ઘણી નાનીછે. પણ તેનું મોઢું તદન કાળું હતું.

કેનેટ મનમાં સમજ્યો કે એ સલમ સીવાય કોઈ બીજો નહીં હોય, કારણ કે આ બધી નીશાનીઓ સલમને મળતીજ આવતી હતી, અને મોઢું તો માત્ર અમથુંજ નહીં જણાય તેથી કાળું કર્યું હશે, પણ તેને એ વાત બુઠાને કહેવાની કાંઈ જરૂર જોઈ નહીં.

---

## પ્રકરણ ૨૨ મું.

## એન્ટનીની ઓલખાણ.

કેનેટ ઘરે જઈ બપોરનું ખાણું ખાધા પછી, બીડી પીતો એક આરામ લેવાની ખુરશી ઉપર વીચાર કરતો બેઠો, "મારીતો ખાત્રીજછે કે, એ શખ્સ સલમ સીવાય બીજો કોઈ હોય નહીં. અરે, એને મારી બંન્ને ઉમેદમા મને નીશ્ફળ કરયો. પેહેલી તજવીજમાં, પેલાં ઝેર ભરેલાં કેકની તજવીજમાં, ઉળતો મારા પ્યારા શીશ્રકનો જાન ગયો. અને બીજી તજવીજમાં મારૂં એક ઉપયોગી હથીઆર નાબુદ થયું. અરે, માણસ ધારેછે શું, અને ખોદા કરેછે શું ! એકવાર ફરીથી તજવીજ કરૂંતો કેમ ! હવે તો હું નહીં ધારતો કે તેમાં નીશ્ફળ થાઉં." એ પ્રમાણે હરેક જાતના હજારો વીચારમાંજ સાંજના ચાર વાગતા સુધી પડી રહયો. અને પછી જાણે કાંઈક ગોઠવણ પોતે મનમાં કરી હોય એવું ડોળ અને મોઢું કરી, તે ખુરશી ઉપરથી ઉઠયો અને પોતાનો પોશાક પેહેરી લાગલો ઘરમાંથી બહાર નીકળી પડયો. તે હવે કયાં જાયછે તે આપણે ધીરજથી જોઈએ. કેટલીક ગલીઓ વટયા પછી એક મોટા ઘરમાં તે દાખલ થયો.

**કે૦**—ઓ હો, કેમછો મી૦ એન્ટની સારી તનદુરસ્તીમાંતોછો ?

**એ૦**—(હસીને) કેમ મી૦ કેનેટ, તમારી તબીયત કેવી ?

**કે૦**—ઓ, ઘણીજ સારી.

**એ૦**—આજે કાંઈ અંહીયાં આવવું પડયું ?

**કે૦**—શું કરીએ સાહેબ. જરાક સેહેજ આણી તરફ આવ્યા હતા, તેથી આપ સાહેબની મુલાકાત લેવી પણ જરૂર ધારી કે કોઈબી દહાડે કામ પડશે.

**એ૦**—અરે, વળી તમને મારૂં શું કામ પડે.

**કે૦**—સાહેબ, એમતો બોલશોજના, દરેક ચીજ જે ખોદાતાલાએ

દુનીઆમાં પેદા કીધેલીછે તે અગત્યનીછે, અને વળી માણસ જેવાં-માણસં, અને તેભી આવી મોટી પદવી ઉપર, તો શું અમને તમારૂં કામ નહી પડે ?

એ૦—બાપુ, એ તારૂં ધરમનું ભાવણ મુકીદે, જો તપાસ રાખજે, વાતેવાત મારી આગળ ખોદાનું નામ ન દેતો. કારણ કે મને તે વિ-શેની ઘણી ચીડછે, ખોદા કોણ, અને કયાંછે, હું તેને કાંઈ ઓળખતો નથી; હું તો માત્ર પૈસાનેજ ઓળખુંછું.

કે૦—ઠીકછે સાહેબ, પણ કાંઈ તમારે લગતી વાત લાયોછું તે સાંભળશો ?

એ૦—હા, મોટી ખુશી સાથે.

કે૦—પણ તેની ખાત્રી નથી, એ કામતો તમારે ઉડાવી લેવું પડશે.

એ૦—એમછે કે, ત્યારેતો તમો મારૂં દીલ ખુશી કરશો તો હું તમારૂં દીલ ખુશી કરીશ, કેમ વાજબીછે કે નહી ?

કે૦—ઠીકછે ત્યારેતો સાંભળો; તમે પેલા મોટા મોહોલામાં રહેનાર કંજુર ગૃહસ્થનેતો ઓળખતા હશો ?

એ૦ ઓહો; સારી રવેશે ઓળખુંછું. ગૃહસ્થતો કેવા ! તેને વિશે શું ?

કે૦—તે આજ કેટલાક દીવસ થયાં ગુમ થઈ ગયોછે.

એ૦—ખચીત, એ શું બોલોછો, અરે તેતો મારૂં ઉપયોગી હથી-આર હતું, પણ તે કયાં ગુમ થઈ ગયો ?

કે૦—તે જો તમને ખરૂં કહુંતો મારોજ તમે ઘાંણ વાળી નાખો.

એ૦—(હળવે રહીને) જોઓ, ચાલો બોલો, આપણે બધા એકનાએ-કજ છીએ. હું કંજુર જેવો, અને કંજુર તમારા જેવો, ત્યારે હું અને તમે એકનાએકજ કેની ?

કે૦—હં, એમછે, ત્યારે તો સાંભળો,

એમ બોલી તેને પોતાની, અને કંજુર વચે જે બીના બની હતી તે સઘળી માંડીને કહી.

એ૦—ત્યારે શું, ત્યાંથી તે પાછો ફરયોજ નથી ?

કે૦—નહી, પણ હવે એ વિશે તમે શું કરવા ધારોછો. કદાચને ત્યાં એનું ખુન પણ નહીં થયું હોય, તોપણ આપણે જુલીઆના ઘ-રના ઝાડાતો જોઈ લઈએ, અને આપણને ખુનનો શક આવેછે, એવું ડાળ ઘાલી, એક બે મહીના બંનેને તુરંગમાં તો નાંખીએ.

એ૦—એટલાંએ તમારૂં વેર વળશે.

કે૦—ત્યારે પણ કરશું શું ? કદાચ આપણને ત્યાંથી તેની મુએલી લાશ નહીં મળી, તો પછી આપણો કાંઈ ઉપાયછે ? અને કદાચ જો મળી તો મારૂં વેર પુરેપુરૂં વળી શકશે.

એ૦—ત્યારે તે લોકો ઉપર ખોટો વાંક ઉભો કરી, કેદમાં નખાવવાની મરજી છેજ, તો ઠીકછે, આપણે એમ કરશું.

કે૦ જો જો સાહેબ, હું મારી બંને તજવીજમાં નીશ્ફળ થયોછું. પણ એમાં તેમ નહી બને હો.

એ૦—અરે જયાં હું છું ત્યાં સઘળું પારજ પડશે.

કે૦—ત્યારે હું જાઉંછું.

એ૦—સુખેથી સીધારો.

આ, એન્ટની, ગામખાતાંની પોલીસનો એક વડો અમલદાર હતો. તેને આગળ ઘણાંજ બહાદુરીનાં કામો કરેલાં હતાં, અને મહા વિકટ ચોરીઓના પતાઓ મેળવ્યા હતા, એ રીતે તે એક નહાની પદવી ઉપરથી એક વડા અમલદારની પદવી ઉપર આવ્યો હતો, અને ત્યારપછીજ તેની ચાલચલણમાં ફેરફાર થવા માંડયો. તે દીન ઉગત લાલચુ થઈ ગયો હતો, અને જાણે કે આ પદવી ઉપર તેને બુરાં કરમો કરવા નીમ્યો હોય, એવી ચાલચલણ તે રાખતો હતો. કોઈનું બુરૂં થાઓ, કે ભલું થાઓ પણ એમને પોતાનુંતો ભજત થાવુંજ જોઈએ, એવો તેમણે નીયમ રાખ્યો હતો. આ કેવી અફસોસ જેવી વાતછે કે આવા જોખમ ભરેલા હોદા ઉપર એક માણસ આવી ચાલ ચલાવે. એક બે વાર તે વાંકમાં આવ્યો હતો, પણ તેની આગલી ચાકરીનો વિચાર કરતાં તેને કાંઈ પણ શીક્ષા થઈ નહીં હતી. પૈસાને ખાતર તરકટ ઉભાં કરવાને તે કાંઈ પણ કસર રાખતો નહી હતો, અને લાલચને વાસ્તે તે ભલાં કે બુરાં વચેનો કાંઈ પણ તફાવત સમજતો નહીં હતો. આવી ખસલતના માણસ સાથે કેનેટે કામ પાડયું હતું, અને એવી રીતે નીરદોશ જુલીઆ ઉપર ખોટો વાંક ઉભો કરી તેને અને સલમને તુરંગમાં નાંખવાનો વીચાર ચાલતો હતો. પણ માણસ ધારેછે શું, અને ખોદા કરેછે શું. તે બારેહુકતાલાએ જુલીઆને બચાવવીજ હતી, તો તેને બે મોટાં વીઘનમાંથી કાઢી હતી, અને કોણને ખબરછે કે આ ત્રીજા વઘનમાં પણ તેનું શું થાયછે. પાપી પોતાને પાપેજ મરેછે. સચ્ચાઇ અંતે તરી નિકળેછે.

## પ્રકરણ ૨૩ મું.

## કાગનું બેસવું અને તાડનું પડવું.

**સ૦**—ત્યારે હવે આવતી કાલે જવાનું તો નકીજ કેની ?

**જુ૦**—હા, હા, પણ આપણ હેઠ મીલાન જઈએ, કે રસ્તામાં વીરોના આગળ ઉતરી તે શેહેર જોતાં જઈએ.

**સ૦**—હા, એ તમે કહ્યું તે મારા ધ્યાનમાં બહુજ સારૂં લાગેછે, કારણ કે હું ધારૂં છું કે, આ તાર વીરોનાથી મુકેલોછે, અને ત્યાંસુધી આવી એઓ પાછા ફરયા હશે.

**જુ૦**—(ખુશી થતી) ચાલો ત્યારે નકી એમજ ઠરયું કે, આપણ આવતી કાલે, પણ સત્રુર, આપણને કેટલે કલાકે આગ ગાડીનાં મથક ઉપર જાવું જોઈએ.

**સ૦**—હા, એ બાબતની મેં સહવારેજ ખબર કાટી હતી. ગાડી સહવારના પોહોરમાં પાંચ વાગતે મીલાન ખાતે જવા ઉપડેછે.

**જુ૦**—ત્યારે તો આપણને ત્યાં સાડાચાર વાગતે હાજર થવું જોઈએ.

**સ૦**—અને અહીયાંથી અટી વાગતે નીકલવું જોઈએ.

**જુ૦**—બધું તૈયાર તો છેની ?

**સ૦**—તમારે કાંઈ પુછવું પડેજ નહી, પણ નાણાં લેવાને ચુકતાં ના, જેટલાં હોય એટલાં લેજો, કારણ કે આપણે ઘરને બધી બાજુએથી બંધ કરી જવું પડશે, અને ખોદાને ખબર કે પાછાં કયારે આવીશું. અને તે સાથે વળી રસ્તામાં કાંઈ પણ નાણાની તંગી નહી પડે એટલી સારી.

**જુ૦**—હા, મેં પણ તેમજ વીચાર કરી રાખ્યોછે. સઘળા પૈસા પેલી કાળી પેટીમાં મુકયાછે. જો તે લેવાને ભુલતો ના.

**સ૦**—અરે તેને લીધા વીના ચાલે ? તે પેટીછે તો વીરોના, મીલાન અને પ્રોટયુસછે. ટુકમાં બધુંછે. (હસીને) એ બધો ચમત્કાર પેટીમાંજ છેતો.

યા, બારેહકતાલા, તારો ભરમ ભારી, તારી કુદરત ન્યારીછે. એક બાજુથી પેલા પાપીઓ નીરદોશ જુલીઆને અને તેના નોકરને પકડવાની તજવીજમાંછે અને બીજી બાજુએથી જુલીઆ અને સલમ, એક પોતાના ખાવંદને અને બીજો પોતાના શેઠને મલવા જવાની ખુ-

શાલીમાંછે. સલમતો માત્ર બહારનીજ ખુશાલી દેખાડતો હતો કારણ કે આ વેળા વાંચનારે જાણવું જોઈએ કે, સલમે પોતાની બાઈને ઠગી હતી, કાંઈ ખરાબ નીષ્ટા, કે પાપી ધારણાથી નહી, પણ તેના સારાંનેજ વાસ્તે. જુલીઆ જે પોતાના ખાવંદને મળવા જાવા નીકળી હતી, તે પેલા ખુન થયાને ત્રીજે દીવસે જે તાર તેને મળ્યો હતો તેને આધારે હતું. તે તાર કાંઈજ નહી પણ સલમની બનાવટનો હતો. ખુન થયા પછી ઘરમાં, બલકે ગામમા, પણ રેહવાને તે ઘણુંજ ધાસ્તી ભરેલું ધારતો હતો, તેથી તેણે આ હીકમત લગાવી હતી અને આ હીકમત તેને પેલા મુજી કેનેટની હીકમતથીજ સુજ પડી હતી. આપણને ખબરછે કે જુલીઆ પોતાના ખાવંદને જે લેવા ગઈ હતી, ત્યારથી પાછી નાસીપાસ થઈ આવ્યા પછી તેને પેલા (કેનેટના) તાર વીશે શક પડેલો હતો. તે કેમ કાઢી નાખવો તેનો વીચાર કરતાં, સલમને આ ખોટો તાર મોકલવાનો વીચાર સુજ પડયો હતો. તે તારથી તેની બે મતલબ સરી હતી, એકતો જુલીઆનો શક, તે દુર કરી શકયો હતો, અને બીજુંતો પોતાની ઉમેદ (જે જુલીઆને બહાર ગામ લઈ જાવાની હતી) તેમાં તે ફતેહ પાંમ્યો હતો. જુલીઆ પોતાની આજુબાજુ બનતા બધા બનાવોથી તદન નાવાકેફ હતી. તેનો પ્રાણ લેવાની જો કે બેવાર યત્ન થઈ હતી, પણ તે બંનેવાર પોતાના વિશ્વાસુ નોકરની મદદથી બચી હતી.

* * * * * * * *

વળી પાછું જો આપણે યાદ કરીએ તો, આણી તરફ જુલીઆ વેનીસથી મીલાન જાવા નીકળી હતી અને પેલી તરફથી પ્રોટયુસ મીલાનથી વેનીસ આવવા નીકળ્યો હતો. તે કમબખ્તને હજુર પોતાની પતીવૃતા સ્ત્રી વિશે વેંહેંમજ હતો. તેથી તેને જણાવ્યા વગર મીલાનથી નીકળ્યો હતો. આ ઠેકાણે ખુબ યાદ રાખવું કે પ્રોટયુસને આવવાની સલમને કાંઈજ ખબર હતી નહી. તેનેતો માત્ર પોતાનો અને પોતાની શેઠાણીનો જાન બચાવવાની યુકતિ કરી હતી, પણ કહેવતછે કે "કાગનું બેસવું અને તાડનું પડવું" તે મીશાલે હમણા બનાવ બન્યો હતો. જુલીઆ જે રાત્રે પાંચ વાગતે જવાની હતી તેજ રાત્ર બે વાગતે પ્રોટયુસની આવવાની વકી હતી અને એકએકનો મેલાપ રસ્તામાં થાય તેજતો, પણ પાછલી રાતની ઠંડી અને ઠારની સાંમે ઉઘાડી

ગાડીમાં તે કોણ જાતું હશે ? હવે જુલીઆ બપોરના ખાધા પછી સઘળી ચીજો બંધબસ્ત કરવામાં પોતાનો વખત કાઢતી હતી, અને પોતાના કામમાં બહુજ રોકાએલી હતી. એ રીતે વખત જતાં કાંઈ માલમ પડયો નહી, અને પાછલી રાતના બે વાગતે બંને જણાઓ ઉઠી અરધાએક કલાકમાં સ્ટેશન ઉપર જવા મંડયાં. પેલી તરફ પ્રોટયુસ પણ બે વાગતે વેનીશના સ્ટેશન ઉપર આવી લાગ્યો હતો અને ઘરભણી ગાડી હંકરાવતો આવતો હતો. તે પોતાના ઘર આગળ આવ્યો અને જુએછે તો ઘરનાં બારણા બહારથીજ બંધછે તેથી તેને બારણા ઠોકવાની પણ જરૂર નહી રહી અને તેની સાથે એક દોસ્તદાર આવ્યો હતો, તેઓ હવે એકએકનું કોઠું જોતા ઉભા. પોતે જે સામાન ભાંડુતી ગાડીમાં લાવયા હતા, તે શઘળો ઉતારી ઘરના ઓટલા ઉપર મુકયો, અને ગાડીને વીદાય કરી પોતાના દોસ્તને દીલાસો આપ્યો કે, મારી ઓરત કોઈ ઠેકાણે બહાર ગઈ હશે, તેટલાં આપણ ઓટલા ઉપરજ સુઈએ. એમ કહયાથી પેલો દોસ્તતો ઓટલા ઉપરજ ઉંઘી ગયો, કારણ કે તેને થાક ઘણી લાગી હતી. પણ કમનસીબ (પોતાને હાથે બનેલો કમનસીબ) પ્રોટયુસ મન સાથે ખુશી થાવા લાગ્યો કે "હા હવે મારી સ્ત્રી પકડાઈ, જોયું, લોકો તેને કેવી પતીવૃતા કહેતાં હતાં અને હવે આ મારી નજરે શું પડેછે, કે આવી રાતના સમે તે પોતાના નોકર સાથે બહાર રખડેછે. આ વખતે જો સાજન અને તેનો બાપ હતેતો, તેઓને દેખાડતે કે, જે ઓરતને તેઓ પાક દામાન કહેતા હતા તે હમણાં ઘરનાં બારણાં બંધ કરી રાતના રખડેછે. અંતે મારી મેહેનતનો બદલો મળયો. સારૂં થયું જે તેને ચેતવ્યા વીના આવ્યો, નહીતો કાંઈ તે એ રીતે પોતાના ગુનાહમાં પકડાતે કે ? ના, કદી નહી, કાંઈ ફીકર નહી, મને અડચણ થઈતો. અને મારા દોસ્તને પણ જરા અપમાન જેવું લાગ્યું તો તેમાં શું મુજાકોછે. પણ આ, મેં મોટી ચોરીતો પકડી. એમ વીચાર કરતાં તેની આંખ લાગી ગઈ. તેના સપ્નામાં પણ જુલીઆ અને સલમ આવ્યાં હતાં, અને પાછલી રાતના પણ તે જુલીઆ વીશેજ સ્વપનું જોતો હતો. હવે સહવારના છ વાગ્યા અને સારી રીતે રોશની પડવા લાગી, પણ પેલા બંને જણ ઉઠયા નહી. તેટલાં, ઓ, એ, શો ગજબ, અરે, તેઓએ સ્વપ્નામાં પણ ધાર્યું હતું

ક, એમ બનશે. અરે એક ઘડી બારબી તેઓને વિચાર નહી આવે, એવો બનાવ બન્યો. છ વાગ્યા, પછી પણ જયારે પ્રોટયુસ, જુલીઆ વીશે સ્વપનું જોતો હતો તેવામાં પોલીસ ખાતાના પાંચ સીપાઈઓ, અને એક અમલદારે આવી તે બંનેજણાને ઉઠાડવા લાગ્યા.

**૧ લો સીપાઈ**—(પ્રોટયુસને) ચાલ, ઉઠ, એ, ખુની.

**પ્રો૦**—(જુલીઆને આવેલી સમજી ઉંઘમાંજ) કેમ મારી વહાલી જુલીઆ, આખી રાત કયાં ગઈ હતી ?

**અમલદાર**—(મોટેથી) એ, શું બકબક કરેછે. ચાલો ઉઠો, કયાં નાસી જતા હતા ?

**પ્રો૦**—(ઉંઘમાંજ) હા, આ વખતે તું પકડાઈ, અને વળી સામનો મને દંમ આપેછે કે ?

**અમલદાર**—(વધારે મોટેથી) ચાલો સીપાઈઓ એને ખેંચી એકદંમ ઉઠાડો.

પેલા સીપાઈઓએ પ્રોટયુસનું ઓઢણુ તેના માથાં ઉપરથી કાટી નાંખી, અને તેને ઘસડી તાણી ઉઠાટી બેસાડયો, પ્રોટયુસ આંખ ચોળતો ચોળતો આજુ બાજુએ જુએછે તો તેની નજરે શું પડેછે. અરે, તે એકદમ દીવાના જેવો થઈ ગયો, અને પોતાના દોસ્ત મારકસને ઉઠાડયો, જે પણ ઉઠતાને વાર, અજાયબી અને વીચારમાં ગરકાવ થઈ ગયો.

**અમલદાર**—(સીપાઈઓને) ચાલો જુઓછો શું ! એ બંને જણને પકડો, અને હમણાંતો એઓને તુરંગમાં બેસાડી આવો. પછી એઓનો ઈનસાફ, એઓના ઘરના ઝાડા લીધા પછી થાશે. એ લોકો કયાંઈ નાહાસી જવાના વીચારમાંજ હશે તેથી બહાર સામાન મુકી, જવાને તૈયાર હતા, પણ ઉંઘે; નહી તેઓના પાપે, તેઓને જતા અટકાવ્યાછે," એમ કહયા પછી પેલા પાંચે સીપાઈઓએ પ્રોટયુસ અને મારકસને પકડી અને તેઓના સઘળા સામાનને લઈ બર રસ્તા ઉપરથી તેઓને બંધીવાન તરીકે તુરંગ તરફ લઈ ચાલયા. સારા ભાગ્ય હમણાં ઘણું સકાળું હોવાથી રસ્તા ઉપર ઘણું લોક નહી હતું, નહીતો તેઓની પુરી ફજેતી હતી.

———

## પ્રકરણ ૨૪ મું.

## ભએઅંકાર ભુલચુક.

વેનીસનું ન્યાયખાતું આ વખતે ઘણુંજ બીસમાર હાલતમાં હતું. સૌ કોઈ પોતાથી બનતાં લાગવલે અથવા પૈસાએ કોઈ પણ નીરદોશને હેરાન કરવાને, જો ઈરાદો રાખતું તો તેમાં તેને જાઝી મુશ્કેલીઓ નડતી નહી હતી. પોતાના પડી ભાગા પછી વેનીશ હજુરતો હમનાજ પાછું ટટાર થાતું હતું. દરેક ગામમાં પોલીસ દગો, ફીસાદ, અટકાવવાને માટેજ હોયછે. પણ તેથી ઉલટુંજ વેનીસમાં, તેવી યત્નઓને ટેકો આપવા માટે હોય એમ લાગતું હતું.

આખા, બે દહાડા શુધી પ્રોટયુસ અને તેના દોસ્તને કેદખાનામાં વગર વાંકે કે વગર પુછપરછ કરવે, બેસાડી રાખ્યા, અને ત્રીજે દીવસે, પેલો લાલચુ અમલદાર પોતાના કેટલાક સીપાઈઓ સાથે તે ઘરના ઝાડા જોવા આવ્યો. તે ઘરનાં તાળાં ભાંજી માંહે પેઠો, અને તેને અને તેના બધા સીપાઈઓએ ઘરના બધા ખુણાંખોચરાં શોધ્યાં પણ કાંઈએ મુવેલી લાશ તેમને મળી નહી, અને છેલ્લે શરવાળે, કબાટ, પેટીઓ, અને ખાનાઓ પણ ભાંગવા માંડયાં. તેમાં તેની મતલબ કાંઈ પણ ચીજની શોધ મેળવવાના કરતાં લુટફાંટ કરવાની વધારે હતી. અંતે જયારે તેમાંથી ધરાયા, ત્યારે પાછા ફરયા, અને હજુતો જાણે શોધ કરવાની બાકી હોય તેમ ઘર ઉપર ચોકી બેસાડી, પેલો ઘાતકી અમલદાર પાછો ફરયો. જયારે એ રીતે તે વેહેમી વેપારીના ઘર ઉપર ચુથણાં પડયાં ત્યારે કુદરતી રીતે તે રસ્તે જતા રાહદારીઓને અજાએબ લાગતું હતું, કે એ રીતે મોટા વેપારીના ઘરના એઓ શા વાસ્તે ઝાડા જોતા હશે. પણ કોઈને એ વીશેનો ભેદ મલયો નહી, કે એ શું બીનાછે. પણ તેથી એટલુંતો થયું કે ગામમાં બધે હા, હો, થઈ રહી, કે પેલા જાણીતા વેપારીના ઘરના ઝાડા લેવાયછે. શું હશે ! સાને વાસ્તે લેવાયછે; શું તકશીર કીધી હશે, એવા સવાલો જયાં ત્યાં પુછાતા હતા. પણ કોઈને ખબર હતી નહી કે પ્રોટયુસ આંહી આવ્યોછે અને તેના આ હાલ થયાછે. એ વાત છુપી રાખવામાં પેલા અમલદારની એટલીજ ધારણા હતી કે જેમ કેદખાંનાંમાં પેલાઓ વધુ વખત વગર વાંકે રહે તેમ તેને કેનેટ તરફથી વધુ પૈસા મળે. આવી

તેની નીચ ચાલ વિષે તેના ઉપરીઓને કાંઈજ ખબર હતી નહીં, બલકે તેઓ જાણવાને ઘણા બેદરકાર હતા. કેનેટને એ બાબતનો જેવો ઈસારો મળયો કે તે કુદરતીજ આતુરતાથી એન્ટનીને ઘેર ઝડફમાં ગયો, અને સારાં નસીબે તેને તે ઘરમાંજ મળ્યો.

કે૦—કેમ મી૦ એન્ટની કામતો સારૂં બજાવ્યું ? ગામમાં બહુ ચરચા ચાલેછે.

એ૦—બાપુ, એ તે શું કરયું ? ત્યાં કોઈ ઓરતતો હતીજ નહીં.

કે૦—(અજાએબીમાં) એ શું કહોછો.

એ૦—જે છે તે કહું છું. મને તો કોઈ બે પુરૂષજ મળ્યા, અને જોકે મને તે વખતે ભારી પડી ગયું, પણ કરૂં શું ? જયારે ભપકાથી સીપાઈને લઈ ગયો ત્યારે કાંઈ પાછું હડાય ? તેથી જે મળ્યા તેમને પકડી હાલ કેદખાનામાં બેસાડયાછે. પણ હવે તું શું કહેછે ?

કે૦—અરે સાહેબ બોલોજ ના, એ બે વળી કોણજાણે કોણ હશે, ત્યારે શું કોઈ ઓરત હતીજ નહીં ? પેલી ઓરતનો નોકર, કોઈ બહો બાહોશ અને હુશીઆર માલમ પડેછે. હું ધારૂં છું કે ત્યારે તમેતો કોઈ બીજાજ ધણીઓને પકડી લાવ્યા.

એ૦—પણ તેથી મારૂં દામ ડુબતું નથી હો, તે ખુબ યાદ રાખજો.

કે૦—(બીહીને) અરે તે હું કયાં ના કહું છું. પણ ત્યારે હવે એઓ વીશે કરશો શું. એઓ ઉપર જુલમ પાડયાથી કાંઈ મારૂં વેર વળતું નથી.

એ૦—અને વળી અન્યાય પણ શી રીતે મુકશો, અમો આજે એના ઘરના ઝાડા લઈ આવ્યા, પણ કાંઈએ અમને મુવેલી લાશ મળી નહીં.

કે૦—હાય હાય, આ શું પીડા.

એ૦—પણ જો તમારી મરજી હોય તો હજી હું તેઓને ઘણાક દહાડા એ રીતે રાખી શકીશ. તે ઘરના પાછલા ભાગમાં એક નહાનો જેવો બાગછે તે હજી ખોદવાનોછે એવું બાંહાંનું કાઢીશ. ખરૂં પુછાવોતો મારે પેહેલાં તેજ કરવું હતું, પણ માત્ર વખત કાઢવા મેં એ રસ્તો લીધો હતો. કારણ કે મુવેલી લાશ અલબત જમીનમાંજ દાટેલી હોવી જોઈએ, ને નહીં કે ઘરમાં સંતાહેલી હોવી જોઈએ.

## પ્રકરણ ૨૫ મું.

## કેદખાનાના બનાવો.

હવે પ્રોટયુસ અને તેના દોસ્ત મારકસનું કેદખાનામાં શું થાયછે, તે જોઈએ. તેઓને જે દીવસથી કેદખાનામાં લઈ ગયા હતા, ત્યારથીજ તેઓને એક અંધારા ઓરડામાં રાખ્યા હતા. તે ઓરડામાં પવન આવવાને વાસ્તે એક નાહની લોહાના સલીઆની બારી સીવાય, બીજું કાંઈ રોશનીને માટે કે હવાના ખુલાસાથી આવજાવને માટે હતું નહી. તેઓને રોજ સહવાર અને સાંહાંજ, ખાણું આપવા પછી તેઓના હાડકાં પાંસરાં દોદરાં થતાં હતાં અને પેલા કંજુરના ખુન વીશે કબુલ કરાવતા હતા, પણ તે બાપડાઓને કાંઈ પણ ખબર હોયતો કહે કે? એક દીવસે સાંહાંજના ખાણું ખાધા પછી તેઓ ધાસ્તીમાં પેલા સીપાઈઓની આવવાની વાટ જોતા બેઠા હતા.

**મા૦**—ભાઈ, આપણે શું ચોઘડીએ, આંહીયાં આવી પુગા હોઈશું કે આવતાંને વાર આપણને આટલુંબધું **માન મળેછે.**

**પ્રો૦**—(શરમાઈને) માફ કરજો, હું તમારી આગળ ઘણોજ શરમીંદો છું. એમાં મારી તકસીર કાંઈ નથી.

**મા૦**—નહી સાહેબ, એમાં તમારી ભુલછે. તમે જો તમારી બાએડીને ચેતાવીને આવ્યા હોતતો એમ કાંઈ થાત નહી.

**પ્રો૦**—પણ તેમ હું મારી બાઈડીની તકસીર પકડી કાઢવામાં ફતેહ પાંમ્યોછું કેની?

**મા૦**—તે વીશેની તમારી બધી વાત મેં ગઈ કાલેજ સાંભળી, પણ મનેતો એમજ લાગેછે કે એ કાંઈજ નહી પણ એ સરવે તમારા વેહેમનું પરીણામછે.

**પ્રો૦**—પણ તમે જોવોની કે તેઓ આપણી પાસે ખુન કરયુંછે એવું કબુલ કરાવેછે. તે શાને માટે? મારી બાઈડીએ કાંઈ પણ પાપી કરમ કર્યું હશે અને હવે તે ખુન કરી અહીંયાથી નાહાશી ગઈછે?

**મા૦**—બસ, બસ, હવેતો મને તમારા ખોટા વીચારોથી કંટાળો આવેછે.

**પ્રો૦**—પણ ત્યારે એઓ આપણી પાસે ખુનનો અપરાધ, અને તેબી વળી કોઈ મરદના ખુનનો અપરાધ, શાને વાસ્તે કબુલ કરાવેછે?

**મા૦**—એમાં એઓની મતલબ કાંઈજ નહી પણ પૈસા ચીરવાની-છે કારણ કે મેં વેનીસનાં પોલીસ ખાતાં વીશે ઘણાજ ભયંકર દાખલાઓ સાંભળ્યાછે.

**પ્રો૦**—શાહેબ, માનો કે ન માનો, પણ મનેતો એમજ શક રહેછે કે પેલી નાપાક ઓરતે તથા તેના નોકરે આપણા ઘરમાં કાંઈ પણ ખુન કરી અહીયાંથી નાહાશી ગયાંછે.

**મા૦**—સૌ પોતાના વીચારો વીશે મુખ્ત્યારછે, તમે જો એમ ધારતા હો, તો તેનાં તમે ધણીછો, પણ જોયું કે, સામે આજતો પેલો અમલદાર પણ સાથે આવેછે, તેથી વધારે કમબખ્તી જાણવી, વાસ્તે જો મારૂં કહ્યું માનો તો આપણે જાણે બેભાન ઘણીજ મરણતોળ હાલતમાં પડયા હોઈએ એ પ્રમાણે પડી રહીએ, કેમ ?

**પ્રો૦**—હા, ઠીકછે.

**મા૦**—તો ચાલો, ઝડફ કરો.

એમ કહી પેલા બંને જણાઓ જમીન ઉપર લાંબા થઈ સુઈ ગયા, અને બહુજ જોસમાં હાંફવા લાગ્યા, કે જાણે હમણાં થોડા વખતમાં મરી જશે. પેલો અમલદાર પોતાના સીપાઈઓ સાથ આવ્યો અને જુએછે તો તેઓ આવી હાલતમાં પડેલા તેથી મનમાં એક ઘડીભાર બીધો, કે રખે એઓ મરી જાય, તો જવાબ આપવો કઠણ પડશે. એમ વિચારમાંજ દસેક મીનીટ સુધી ઉભો અને તેવી હાલતમાં તેણે મારકસે જરાક આંખ ઉઘાડી જોયો, અને ત્યારપછી તેને ઘણોજ કળકળીને પોતાના મોટાં તરફ આંગળી કરી પાંણી માંગતો હોય એવું બતાવ્યું.

**એ૦**—ઉભો રહે લાવુંછું.

થોડા વખતમાં એન્ટની બહારથી હીમત દેખાડતો પણ અંદરથી બીહતો પાણી લાવ્યો કે એ લોકો જીવતા રહેતો તેમાં મારી આબરૂછે નહીંતો પછી છેક અટેરૂં થઈ જશે. મારકસે ઉઠી પાંણી પીધું અને પોતે જાણે હુશીઆર થયો હોય તેમ બેસીજ રહયો.

**એ૦**—(દમમાંજ) કેમ કાંઈ જોઈએછે કે ?

**મા૦**—નહીં સાહેબ.

**એ૦**—ત્યારે હજુર માર ખાવોછે કે કબુલ કરવુંછે.

**મા૦**—જો હમને એ તકસીરમાંથી બચાવી લીઓ તો અમો કબુલ કરીએ.

એ૦—(ખુશી થઈને) ત્યારે આ શું ? તું તો તારે મોઢેજ કબુલ કરેછે.

મા૦—પણ આ (પ્રોટયુસને દેખાડીને) મરવા પડયોછે તે ક્યાં કબુલ કરેછે.

એ૦—હું, એમછે કે ત્યારે જો તું એની પાસે કબુલ કરાવે તો હું તને બચાવી લઉં, પણ તે કાંઈ અમથો નહીં, તું મને કબુલાત આપે કે તારા છુટકારા પછી તું મને આટલું આટલું આપે.

મા૦—શું આપે ?

એ૦—કાંઈ પણ પૈસા.

મા૦—હા, તે મારે કબુલછે.

એ૦—જા, ત્યારે એને કબુલ કરાવ. હમણા હું જાઉંછું.

મા૦—પણ ત્યારે જો એનેબી બચાવી લેવો તો તેથી બમણું બલકે ત્રણઘણું આપવાને હું કબુલ છું.

એ૦—ના તેમ નહીં બને, એમતો હું વાંકમાં આવી જાઉં.

મા૦—નહીં સાહેબ, એનું કાંઈ પણ કરવું જોઈએ. તમે કહેશો તો ચારઘણા આપીશ, અને તેટલી અમારામાં શકિત પણ છે, કેમકે અમે મોટા વેપારી ગણાઈએ છીએ.

આ વાતથી પેલા લાલચુ લુટારા અમલદારનું મન ઘણું ખુશ થઈ ગયું, અને પોતે કેનેટ પાસેથી અરધુંઅરધ દામ તો લીધું હતું તેથી તેને કાંઈ પણ રીતે ઉડાવશું એવો વિચાર કરી બોલ્યો, "જોઈશું ત્યારે એનો પણ કાંઈ વિચાર કરીશું" એમ કહી તે ચાલી ગયો. તેના ગયા પછી પ્રોટયુસ જે આટલો વખત સુધી પડયો પડયો બધું સાંભળ્યા કરતો હતો તે ઉઠયો, અને બેઉ એકમેકનું મોઢું જોઈ હસવા લાગ્યા.

મા૦—જોયું ? સાહેબ. એવો પૈસોછે.

પ્રો૦—અરે ત્યારે એ કેવો નીચ, લાલચુ માલમ પડેછે.

મા૦—મેં તમને શું કહયું હતું ? કે એ લાલચ સીવાય બીજી કાંઈજ મતલબ હોય નહીં.

---

## પ્રકરણ ૨૧ મું.

## ઉજાસ ; ખુલાશો.

જુલીઆ અને સલમ જેવાં વેનીસથી ઉપડયાં તેવાંજ પોતાના ઠરાવ પ્રમાણે વીરોનામાં ઉતર્યાં, અને ત્યાં કેટલાક દીવસ સુધી હોટેલમાં

રહયાં, અને પ્રોટયુસની શોધ કીધી પણ કાંઈ માલમ નહીં પડવાથી પાછાં ત્યાંથી ઉપડેલાં એકદમ મીલાનમાં આવી પુગાં. ત્યાં પણ તેઓને કાંઈ રહેવાનું ઠેકાણું નહીં હતું તેથી પેહેલાંતો હોટેલમાં રહયાં, કે પછી પ્રોટયુસની શોધ કરી તેની સાથે રહીશું. જુલીઆ પોતાના ખાવીંદને મળવાની ખુશાલીમાં હતી અને સલમ તેણે ઠગી લાવ્યો હતો તેથી જરાક મનમાં બીહતો હતો, પણ જ્યારે કેટલાએક દીવસ થઈ ગયા તોપણ પ્રોટયુસતો મળયોજ નહીં, ત્યારે જુલીઆના ગુસ્સાની તેને વધારે ધાસ્તી લાગી. અંતે બીજા કેટલાએક દહાડા શુધી ખબર કાઢતાં માલમ પડયું કે પ્રોટયુસતો ત્યાંથી ગયો હતો અને તેને એક અઠવાડીયું પણ થઈ ગયું હતું, ત્યારે જુલીઆની અજાયબીનો અને ગુસ્સાનો શો પાર. તેણે એક દીવસે સલમને કહ્યું કે "સલમ, જયાંછે ત્યાં મને કોઈ લોકો ઠગવાનો ધંધો લઈ બેઠાંછે. વળી આ શું ! પેલો છેલો તાર આવેલો તેબી કાંઈ ખોટો કે કેમ ?

સલમ પણ પ્રોટયુસના ન મલ્યાથી ગભરાયો હતો તેથી કાંઈ પણ જવાબ નહી દીધો. સલમ જે આટલા દીવસ શુધી ગુંગળાયા કરતો હતો તે હવે ઘણીજ ફીકરમાં પડયો. પણ તેણે એકવાર પાછો વિચાર કરયો કે તેણે આટલુંબધું જે કર્યું હતું તે કોણને કાજે ? પોતાની બાઈના સારાંને કાજે હતું. તેથી તેણે હવે જુલીઆને [illegible]વાતથી વાકેફ કરવાનો વિચાર કીધો. પણ હમણાં કહેવું, કે પછી કહેવું, તેનો વિચાર વળી આવવા લાગ્યો. અંતે હવે છુપાવવામાં ડહાપણ નથી અને ખરૂં જોતાં તેની છુપાવવાની શકતી પણ ન હતી, અને તેણે હવે કહેવા સીવાય કાંઈ પણ બીજો ચારો જોયો નહી તેથી તે ધુજતાં ધુજતાં બોલ્યો "બાઈ સાહેબ, જો મારૂં તમે સાંભળો તો હું બધું કહું.

જુ૦—મને બધું નથી જોઈતું, મને પેલો છેલ્લો તાર ખરો હતો કે કોઈનું તરકટ હતું તે કહે ?

સ૦—હા, બાઈ તેજ હું તમને કહુંછું, પણ તે કેહેવા અગાઉ મારે તમને એક લંબાણ વાત કહેવી પડશે.

જુ૦—તે શુંછે ?

સ૦—જો તમે ધીરજથી સાંભળવાની કબુલાત આપોતો કહું.

જુ૦—હા, હું કબુલછું, પણ તેમાં કાંઇએ વાત મારેથી ઉડાવવી નહી અને કાંઇપણ ગળત કહેવું નહી.

સલમે હવે જયારથી પેલું ઝેર ભરેલું કેક કેનેટ લાવ્યો હતો ત્યારથી તે સાજનના મરણ શુધીની વાત ઘણીજ ધીરજથી કહી.

જુ૦—અરે, ઓ કંગાળ, ત્યારે શું, સાજનનો ખુની તું કે? અને તેનો પ્રાણ લેનાર તું કે?

સ૦—અરે બાઇ, પણ તે તમારો પ્રાણ લેવાને વેતરણ કરતો હતો તેનું કાંઇ નહી કે?

જુ૦—ઓ સલમ, મારા વિશ્વાસુ સલમ, મને આ વાતથી દીલગીરી તેમજ ખુશાલી પણ લાગેછે. એ બાબતમાં એક નોકર તરીકેની ફરજ બજાવ્યા ઉપરાંત તુંએ ઘણુંજ વધારે કર્યુંછે, તે માટે મારે તારો ખરોજ આભાર કબુલ કરવો જોઇએ, પણ એ બાબત સાથે આ છેલ્લા તારને કાંઇ લાગતુંવળગતું નથી.

સ૦—બાઇ, મેંતો મારી ફરજ બજાવ્યા ઉપરાંત બીજું કાંઇજ નથી કરયું. એતો માત્ર તમારી સભ્યતાછે.

જુ૦—પણ એ કેનેટ કોણછે.

સ૦—બાઇ, તે પેલા સાજનનો સગો થાયછે, અને વલી શીક્ષક પણ હતો.

જુ૦—ખરૂં કહુંછું સલમ, મને એ વાતના ભેદની હજુર કાંઇ સમજણ પડતી નથી. હું ધારૂંછું કે તું કાંઇ છુપાવતો હશે.

સ૦—શું નથી સમજણ પડતી? તે મને કહો કે હું સમજાવું.

જુ૦—કેનેટને મારે શી અદાવત કે તે મને મારવામાં રાજી થાય, અને સાજન જેવો એક ગૃહસ્થ આદમી રાતના ચોરી કરવા નીકળે, એ સઘળું અજાયબ જેવુંછે, એમાં કાંઇપણ ભેદછે.

સ૦—તે ભેદ હું તમને હળવે હળવે કહેતો જાઇશ, જરા ધીરજ ધરો.

જુ૦—પણ મને આ ખોટા તારની બહુ ચટપટ થાયછે તે પેહેલાં કહે.

સ૦—જુઓ ત્યારે સાંભળો.

ત્યાર પછી તેણે કેનેટનાં પેલા ખુની કંજુર સાથના તરકટો, અને તેઓના મુકેલા ખોટા તારો, તેઓની ખુન કરવાની તજવીજમાં વાપરેલી પોતે હીકમત, અને છેલ્લે પોતે તેને ઠગીને લાવ્યો હતો, એ

સઘળી ધીરજથી કહી. એ સાંભળી જુલીઆ બેહોશ થઈ ગઈ. તેની શક્તિ જતી રહી, અને કેટલોક વખત સુધી તે બેભાન પડી રહી. અંતે જયારે સલમે કેટલીક મેહેનત કરી તેને હુશીઆર કરી ત્યારે તે બોલી "અરે મારા વીશ્વાસુ નોકર, જયારે ખુદરતજ મારી સામને હતી ત્યારે મને તેં શું કરવા બચાવી, મને મરવાજ દેવી હતી. અરે ખરૂંજ કહુંછું કે આ તારો પાડ વાળવાને હું તદન અશકતછું. તારી આ વાત પેહેલી વાતને વીસરાવી નાખેછે. તારી હીમત અને વફાદારી ઉપર હું કુરબાનછું. અરે મારા જેવી કમીની ઓરત વાસ્તે તેં તારા જાનને કેટલો જોખમમાં નાંખ્યો હતો અને છે, અરે તેં મને જરાએ અળવળ આપ્યા વગર મને કેવી રીતે બચાવી રાખીછે, અરે હું તને એટલીબધી તે શા કામનીછું કે તેં તારા આટલા જુજ જેવા પગારને વાસ્તે આવી મહાભારત નોકરીઓ તુંએ બજાવી. અરે ખચીત નોકરોતો તારા જેવાજ જોઈએ. તારો દાખલો દરેક નોકરે લેવો જોઈએ. નીમકહલાલ નોકર તે તારા જેવાનેજ કહેછે. નીમક હલાલી શું, તે તુંજ સમજેછે, બાકી બીજાઓતો માત્ર પઈસાને ખાતરનાજછે. જમાનાઓ વીતી જાય પણ તારા જેવો નોકર મને યા કોઈને મળવો મુસ્કેલછે. કોહેનુર જેવા હીરાઓ કાંઈ ઘડી ઘડી જડતા નથી. હુમાનો છાઓ ખરા ભાગ્યવાનના માથાં ઉપર પડેછે. તેમજ તું જેવા નોકરો જવળેજ મળેછે, અને તુંજ જેવાનો છાઓ ખરા નસીબવાન ઉપરજ પડેછે. ઓ સલમ, તેં જે મારી નોકરી બજાવીછે તેના બદલામાં હું તને કાંઈ આપી શકતી નથી, પણ લે આ મારા ગળાંનો મોતી અને હીરાનો હાર, આ વખતે તને ભેટ આપુંછું. જો કે તારી આ નોકરીનો આથી કરી એક રતીભાર પણ બદલો મળતો નથી; પણ આ મારી આટલી ભેટ તુંએ મારી ઈંધાણી તરીકે કાયમ તપાસીને રાખવી, એવી મારી તને ભલામણછે.

સલમ જે આટલો વખત સરમાઈને નીચી મુંડીએ સાંભળયા કરતો હતો, તેણે પેલો હીરાનો હાર હાથમાં લઈ ગુઠણે પડી બોલ્યો "બાઈ, આ તમારી કીમતી ભેટ મારે માન્યછે. પણ એટલું મને કહેવાની રજા આપો કે મેં જે તમારી નોકરી બજાવી હતી તે કાંઈ આવી ભેટ અથવા લોભ લાલચની આશાથી બજાવી નહી હતી. જો તેવીજ ધારણા રાખી હું મારી ફરજ બજાવા જાતેતો તેવી નોકરી મા-

રાથી બનતેજ નહી. એ સઘળું મેં મારી ખરી, ચોખી ફરજ સીવાય બીજું કાંઈ વધારે કર્યું નથી.

જુલીઆ બે ચાર કલાક સુધી ખુશાલીમાંજ રહી, પણ આખરે સલમે કીધેલી વાતના વીચારોનો તે ભોગ થઈ પડી. તેણે સાંહાંજ પડતામાં સલમને કહ્યું કે "મારે આ બાબતનો સઘળો ખુલાસાવાર પત્ર મારા ખાવંદને લખવો જોઈએ, પણ તે કયાં હશે? તેની કાંઈ સમજણ નથી પડતી.

સ૦—હું ધારૂંછું કે એઓ વેનીસ ગયા હશે વાસ્તે ત્યાંજ એક કાગલ લખી જુઓ.

જુ૦—હા, હું પણ એમજ ધારૂંછું. પણ સલમ, મને એમ વીચાર આવેછે કે એઓએ ઘરનાં બારણાં બંધ જોઈ શું વીચાર બાંધ્યો હશે, અને આપણ કયાં ગયાં હોઈશું તેનું શું ધારયું હશે.

સ૦—બાઈ મને એટલીજ વાતનો પસ્તાવો લાગેછે કે એ બાબતમાં કોઈ ચોકસ ન કરયું. એકતો તેઓ વેહેમી તેથી વળી કોણ જાણે તેઓને શું શું વેહેમ ગયા હશે, મને એમાંથી કાંઈ સારૂં સુજતું નથી.

જુ૦—પણ કાંઈ ફીકર નહી. જો હું સરવે ખુલાસાવાર લખીશ તો તેઓ સમજશે.

સ૦—હા, લખી તો જુઓ.

જુ૦—પણ શું લખું? બધી બીના ખુલાસાવાર લખતાં તો બે દહાડા જોઈએ.

સ૦—તમે માત્ર આપણું અહીંયાં શી રીતે આવવું થયું તે લખો.

જુ૦—અને પેલી મુવેલી લાશ ઘરના પછવાડેના ચોકમાંછે તેને વીશે કાંઈજ નહી કે?

સ૦—નહી, તેતો આપણે જઈને તેમને દેખાડશું અને વગે સગે કરી નાખશું.

જુ૦—ઠીકછે, ત્યારે એટલુંજ લખુંછું.

---

## પ્રકરણ ૨૭ મું.

## એન્ટનીની કેનેટ તરફ વર્તણુક.

પ્રોટયુસ અને મારકસને છોડયા પછી એન્ટની મનમાં મલકાતો પોતાને ઘર આવી પુગો, જયાં કેનેટ તેની વાટ જોતો ઉભો હતો. એન્ટનીએ તેને જોતાંને વાર વીચાર કીધો કે હવે એની સાથે નરમાશથી વાત કીધામાં ફાયદો નથી નહીતો પેલાઓનું દામ જાતું રહેશે, અને એ મારી ગરદન પકડશે, એવું વીચારી તે ગુસ્સામાંજ બોલ્યો "મારી ગેરહાજરીમાં તને આંહી આવવાની શી જરૂર હતી." કેનેટ પેલાના બોલવામાં આવો ફેરફાર જોઈ હળવેથી બોલ્યો "આપણા કામને વાસ્તેજ તો. તેનું તમે શું કરી આવ્યા ?

એ૦—કામ શું, તે કાંઈ હું જાણતો નથી, ચાલ નીકલ આંહીથી કામ કાંઈ બનશે નહી. તું શું મને ફસાવા આવ્યોછે ? મને તેં કહ્યું હતું કે તેઓ એક ઓરત અને તેનો નોકરછે પણ હમણાતો તેઓ મોટા વેપારીઓ માલમ પડયાછે.

કે૦—ચાલો ત્યારે, કામ નહી બને તો ઠીકછે મને મારા પસા પાછા આપો.

એ૦—સીધો સીધો ચાલ્યો જા, એક કોડી પણ પાછી તને મળી શકવાની નથી અને જો ઝાઝી ટકટક કીધીછે તો ઉલટો તને એક સરકારી નોકરને લાંચ આપવાની યત્ન કીધીછે એવો વાંક તારીપર મેલી તને કેદખાનામાં નાખીશ.

કેનેટતો આ સાંભળી બાપડો દંગ થઈ ગયો, કે એ વળી કોણ જાણે શું હશે કે એનું માથું એકદમ ફરીયું. તે સાથે વળી પોતે પણ બહુજ નાઉમેદ થઈ ગયો હતો કે જે ધણીઓને તે પકડાવા ચાહાતો હતો તે ધણીઓ તો કોણજાણે કયાંના કયાં નાહાસી ગયા હતા અને વળી ઘણી ટકટક કરવામાં ઉલટો પોતાનોજ ઝરો થાશે એવું વિચારી બહુજ નરમાશથી બોલ્યો, "મેહેરબાન સાહેબ, તમે તો મારા મોટા મુરબીછો, પણ મને કહેવાની રજા લેવા દીઓ કે તમે જે મારી પાસથી એવું હરામનું નાણું લીધુંછે તે કોઈ પણ કાળે તમને પચવાનું નથી. મારે તે પૈસા પાછા જોઈતા પણ નથી, અને મારે તમારી સાથે ફરીથી કામ પાડવું પણ નથી. મહારા પૈસા અને મેહેનતની

આટલી ખુવારી થાતાં મને આવો બદલો તમારી તરફથી મળેલો જોઈ હું કાંઈજ નહી, પણ માત્ર મારા ભાગ્યનો વાંક સમજુછું. હું ધારતોજ હતો કે મારા કરતાં મારો હરીફ જબરદસ્ત નીકળશે, અને તેમજ થયુંછે તેમા તમારો હું કાંઈ પણ વાંક જોઈ શકતો નથી. મારી——

એ૦—ચાલ, એ ગડબડ છોડી દે.

કે૦—મારી એક, બે, અને ત્રણ, યત્નોમા હું નીસ્ફળ થયોછું અને મારો વધારે વખત તેઓની પછવાડે રોકવામાં મારા જાનનો પણ અંત કદાચ આવી જાય, ત્યારે હવે મારે તેઓ સાથે દુસ્મની છોડી દેવી જોઈએ. હું કબુલ કરૂંછું કે મારા શિક્ષક સાજનનું વેર લેવામાં હું નીસ્ફળ થયોછું. આજ નજદીક છ મહીના થયા હું મારૂં કામકાજ છોડી એ વેર લેવામાં રોકાએલો હતો એવી મારા મનમાં પકી ખાત્રી થઈછે, તેથી સાહેબ, તમે મને શું કામ ધમકાવોછો? હું તો મારે ચાલ્યો, સાહેબ મેહેરબાંન.

એ૦—સબુર, હું તને એમને એમ નથી જવા દેનાર, તું મને વચન આપ, અને સોગન ખા કે તારે એ વાત કોઈને કહેવી નહી.

કે૦—હા સાહેબ, તેમાં મને કાંઈ અડચણ નથી, પણ તમે શું એમ ધારોછો કે મારૂં પાપ હુંજ કોઈ બીજા આગળ કહું, સાહેબ સામા તમારે સોગન લેવા જોઈએ કે મારાં સઘળાં પાપોથી મેં જે તમોને વાકેફ કીધાછે તે બાબતથી મને ફસાવશો નહી.

એ૦—જા, ત્યારે સોગન લેવાની કાંઈ જરૂર નથી હું તારા પાપોથી વાકેફછું અને તું મારાં——થી વાકેફછે, વાસ્તે હું તને જવા મુકુછું." કેનેટના ગયા પછી એન્ટનીએ વીચાર કરયો કે હવે કાંઈ ફીકર રહી નહી, એનેથી હવે એકવાર છુટો થયો એટલે મારે મનભાવતું નાણું પેલા વેપારીઓ પાસેથી લેવાને મને બની આવશે. તેઓના ઘરમાથી પણ પેલી મુવેલી લાશ હજીસુધી મળી આવી નથી એટલે તેઓને છોડવાનું પણ મને મુસ્તકીમ કારણછે અને આખરે સરવે સફળ થઈ જશે.

પણ હજી મારે કાલે જાઈ જોવું જોઈએ કે મારા સીપાઈઓને પેલો પાછલો ભાગ ખોદતાં કાંઈ મળ્યુંછે કે નહી, હવડાંતો સાંહાંજ થઈ ગઈછે વાસ્તે હવેતો કાલે જવાશે.

બીજે દહાડે તે સહવારમાં ઉઠી પેલા વેપારીઓના ઘર તરફ ચાલ્યો અને ત્યાં પુગ્યા પછી તેને માલમ પડ્યું કે આખરે પેલો બાગ ખોદતાં

તેઓને એક મુવેલી લાશ મલીછે. એ લાશ તેણે જોઈ અને તરત ઓળખી કાઢી કે તે પેલા ખુની કંજુરની હતી. તે લાશ દાટયાને કાંઈ ઘણા દીવસ થયા ન હોતા એટલે તે બીગડેલી માલમ પડી નહી. હવે એન્ટનીની ધારણાનો પ્રોટયુસ અને મારકસને બચાવવાનીજ હતી એટલે તે લાશને બહાર કાટી તેની બરાબર જગ્યાએજ દાટવી કે ત્યાંની ત્યાંજ રેહેવા દેવી, તેના અંદેશામાં તે પડયો. તે જો છુપાછુપ બહાર કાટવા માગતેતો તેમ કરી શકતે એવું હતું, પણ લાલચુની નૈયત હમેશ બીગડેલીજ હોયછે અને લોભીની નજર ધરાતીજ નથી, તેથી તેણે વીચાર કીધો કે એ લાશ અહીયાંજ રેહેવા દેવામાં ફાયદોછે. તેથી કોઈક બહાને તેણે પેલા સીપાઈઓને ત્યાંથી વીદાય કીધા, અને પેલી લાશને ત્યાંથી કાઢી બીજી એક ખુણામાંની જગો જે પેલા સીપાઈઓએ ખોદેલીજ હતી ત્યાં નાખી અને મટોડું પુરી દીધું અને ત્યારપછી બીજા અરધાઅરધ બાગનું મટોડું પણ જે સઘલું ખોદેલું હતું તે પોતે ત્યાંજ પુરી બાકીનું પેલા સીપાઈઓ પાસે બીજે દહાડે પુરાવ્યું, અને પોતે જાણે સઘળું કામ પાર પાડયું હોય તેવું ડોળ પેલા સીપાઈઓને દેખાડી (કે જે સીપાઈઓની હીંમત શું ચાલે, જે તેની સાને એક હરફ પણ કાઢે) ઘરને ચાવી દઈ બધા સીપાઈઓ સાથે બહાર નીકળ્યો.

---

## પ્રકરણ ૨૮ મું.

## જુલીઆનો કાગજ, તેથી ઊપજતો વેહેમ.

પ્રોટયુસ અને મારકસને તુરંગમાં પડયાને હવડાં આઠ દીવસ થયા હતા, અને તે દીવસે પેલા બંને જણાઓ પેલો અમલદાર તેઓ વીશે શું જવાબ લાવેછે તેની રાહ જોતા બેઠા હતા. તેવામાં એક સીપાઈએ આવી પ્રોટયુસના હાથમાં કાગળ આપ્યું અને કહ્યું કે એન્ટની સાહેબે આપ્યુંછે. પ્રોટયુસે તે કાગળ ઘણીજ આતુરતાથી હાથમાં લીધું અને પરબીડાં ઉપર વાંચી જુએછે તો તે ઉપર જુલીઆના અક્ષર તેને માલમ પડયા. અને ઠેકાણું તેના ઘરનુંજ કરયું હતું. પેલા સીપાઈને તેણે જવા કહી પોતે ગુસ્સામાંજ કાગળ ઉખેડયો અને નીચે મુજબ વાંચ્યો.

**મારા વહાલા, અને મેહેરબાન પતી,**

જત તુંજ વહાલાને લખી જણાવું છું કે મારૂં અને મારા નોકરનું મીલાનમાં કાંઈ અજબ જેવી રીતે આવી લાગવું થયું છે. મારા પ્યારા તમોને મારા વીના સોવાતુંજ નહી હશે, પણ ખાત્રી રાખજો કે એમાં મારો કાંઈ વાંક નથી, અને હું માત્ર તમારા જવાબનીજ રાહ જોતી બેઠીછું કે, તમે વેનીસમાં છો કે નહી. જો તમે વેનીસમાંજ હો, તો મને જલદી લખી જણાવજો કે હું તરત નિકળી પડું. અમારૂં વેનીસથી નીકળવાનું કારણ હું તમોને હમણાં તો ટુકમાંજ જણાવું છું. તમે અમને છોડી ગયા પછી દીન ઉગત અમારી હાલત ઘણીજ ધાસ્તી ભરેલો થઈ પડી અને છેલ્લેસરવાળે અમારો જાન પણ જવાની તૈયારી હતી. મને મારીનાખવાના બે તરકરો વેનીસમાં જન્મ પાંગ્યાં હતાં અને જો મારી સાથે મારો નોકર નહી હતે તો હું પેહેલાજ હુમલામાં મરણ પાંમતે. પણ સાબાશછે આપણા સલમને, કે તેણે મને તમારે સારૂં બચાવી રાખી. હું કહેવાને ઘણીજ દલગીરછું કે તમારો દોસ્ત સાજન ભુલમાં માર્યો ગયોછે, અને મારા બચાવને ખાતર સલમે કોઈ પાપીનું ખુન પણ કરયું છે અને જો તેમ તેણે નહી કીધું હતેતો હું આ કાગળ આજ તમને લખી શકતે નહી. આ સઘળી તેની નોકરીઓના બદલામાં મેં તેને કાંઈ આપ્યું નથી પણ માત્ર મારી પાસે જે એક કીમતી હાર હતો તેજ આપ્યોછે. મને આશાછે કે તેની મેહેનતના બદલામાં તમો પણ કાંઈ તેણે ભેટ આપશો. જોકે તે મને અહીંયાં ઠગીને લાયોછે પણ તેમાં એને એમ નહી ખબર હતી કે તમે અમોને અહીંયાં નહી જળશો. હું તમને મળવાને ઘણીજ ઇન્તેજારછું, તેથી મારા વહાલા આ કાગળનો જવાબ જેમ બને તેમ જલદી લખજો, કારણ કે હવે મારાથી• વધારે વખત જુદાઇ ખમી શકાશે નહી.

લા૦ તમારી વહાલી અને તાબેદાર સ્રી,

**(જુલીઆ).**

પ્રો૦—રાંડ, લુચ્ચી, તરકટબાજ, દગાખોર ઓરત, મારી સાથે નીમકહરામ થઈ હજુતો મને ખુલાસો કરવા નીકળીછે! મને કાંઈ ભોળો અને કાચો સામજેછે કે શું! આવાં તારા કરતુકોની શું મને પુરતી સમજણ નથી! મેં સરવે ઠેકાણે વાંચ્યું છે, અને સાંભળ્યું છે કે

ઓરતો હમેશાં ફરેબબાજ હોયછે તેમાંની તું એક હોયતો તેમાં નવાઈ શી ? મારા જેવો ખાવંદ તું જ જેવી એક મકરબાજથી કદીપણ ઠગાવાનો નથી. મને તારી ઉપર આગળથીજ શક હતો અને હવે મારી પુરી ખાત્રી થઈછે. હું તારા ફાંદામાં કદીપણ આવવાનો નથી તે ખુબ યાદ રાખજે."

તે એટલોતો ગુસ્સામાં બોલતો હતો કે આજુ બાજુએ કોઈ સાંભળેછે કે નહી, તેની કાંઈપણ દરકાર રાખતો ન હોતો, જાણે જુલીઆ તેની સાંમેજ આવી ઉભી હોય તેમ તે હાથ પગ પછાડી નાખતો હતો. મારકસ આ જોઈને બોલ્યો "શું છે પ્રોટયુસ એટલાબધા ગુસ્સે કોણપર થાઓછો.

પ્રો૦—વાંચો આ કાગળ, અને જુઓ કે એમાં શું લખ્યું છે. જે મેં તમને આગળ કહયું હતું તેજછે કે નહી ?

મારકસે તે કાગળ વાંચ્યો અને બોલ્યો "એ હજુર ખુલાસેવાર લખ્યું નથી ત્યાંસુધી આપણને એ ઉપર વીચાર બાંધવો કઠણછે. વાસ્તે જેમ બને તેમ જલદી ખુલાસો થાય એટલા વાસ્તે તેની ઉપર તમે એક કાગળ લખો. તે પોતાના નોકર સાથે આંહી આવે અને ત્યારપછી બધો ખોલાસો થાશે."

પ્રો૦—છટ, છટ; એ કાંઈજ નહી પણ તે પોતાના નોકર સાથે પ્યાર બાંધી નાહાસી ગઈછે અને કાંઈક અણબનાવ તેની સાથે થવાથી પાછો મારો આશરો લેવા માગેછે, અને સાથે વળી જણાવેછે કે તેને નોકર ઘણો વફાદાર મળ્યોછે કે તેથી કરી હું તેની દાનત ઉપર શક નહી લઈ જાઉં. પણ (જોસથી) યાદ રાખજે ઓ કુટની, હું તારા સઘળા ફરેબને પોહોચી વળીશ.

મા૦—અરે એ શું ખોટા ખોટા વીચાર કરોછો ? હજુ કાંઈ ખુલાસે તો થયો નથી એટલામાં તમે વહેમી કેમ થઈ જાઓછો.

પ્રો૦—એમાં વહેમી થઈ જવા જેવું કંઈજ નથી. આતો ખુલ્લું છે કે તે પોતાના નોકર સાથે પ્યાર બાંધી બધે ફરતી ફરેછે.

મા૦—નહીં નહીં, તેઓના આંહીથી જાવાનો કાંઈ પણ સબબ હશે, અને તેનો ઈસારો આ કાગળમાંજછે.

પ્રો૦—લાવો, એ કાગળ, એ મારી પાસેજ રાખીશ, અને એને ઈનસાફની અદાલતમાં મોકલીશ, અને ત્યાં એનું પોતાના હાથનું લખેલું મને બહુજ કીમતી થઈ પડશે.

આવી વાતો ચાલતી હતી તેવામાં દુરથી મારકસે એન્ટનીને આવતો જોયો, અને ત્યારપછી પ્રોટયુસને દેખાડી તેને ચુપ રેહેવાની ઈશારત કરી. એન્ટની જેઓ તેઓની નજદીક આવ્યો કે પ્રોટયુસે તેને ઝડફથી પુછયું "આ કાગળ સાહેબ તમને કયાંથી મળ્યો."

એ૦—(તોરથી) મારા સીપાઈઓને મેં તમારા ઘરની ચોકી કરવા રાખ્યા હતા તેઓએ મને એ આપ્યો ને ટપાલનો સીપાઈ આપી ગયોછે એમ કહ્યું.

પ્રો૦—એ કાગળમાં ઘણીજ——

એ૦—હવડાં એ બકબક રેહવા દો, (મારકસ તરફ ફરીને) કેમ એ પોતાનો ગુનાહ કબુલ કરેછે કે નહી. જો નહી હોયતો એને મારો સ્વાદ દેખાડું.

મા૦—હા, મેહેરબાન સાહેબ, એઓ પણ કબુલ કરેછે, પણ તે સાથે વિન્તી કરેછે કે તમારે એની ઉપર રેહેમ નજર રાખવી.

એ૦—ઠીકછે ત્યારે, તમો મને જણાઓ તમારા ખુનનો અપરાધ કબુલ કરોછો, હવે ત્યારે તમારો શો વિચારછે ?

મા૦—વિચાર શું પુછોછો સાહેબ ? કાંઈ પણ તમારે રેહેમદીલી રાખવી જોઈએ.

એ૦—ત્યારે તમે શું આપવા ધારોછો.

પ્રો૦—તમે એક વખત અમને છુટા મેલો. તો પછી અમો તમારૂં દીલ ખુશી કરોશું.

એન્ટનીએ જોયું કે હમણાં એ લોકો પાસે કાંઈ પણ ચોકસ રકમ કબુલ કરાવવામાં ફાયદો નથી. કારણ કે છુટયા પછીબી એઓ મારા કબજામાંછે, કેમકે પેલી લાશ જયાંસુધી તેઓના ઘરમાંછે ત્યાંસુધી હું એઓને બીવરાવી અવાર નવાર જેટલા જોઈશે તેટલા કઢાવી શકીશ. હમણાં તો એઓ કાંઈ ચોકસ રકમ કબુલ કરશે પણ પછીતો હું એઓને દબાવીને બબે, ચારચાર, મહીને હમણાંના કરતાં બમણું બલકે ત્રણગણું ઓકાવી શકીશ, અને એઓ પણ મોટા વેપારી દીસેછે, તેથ પોતાની આબરૂ સાચવવા કાંઈ આપવાને ચુકવાના નથી. એવો નીચ, લોભી. વીચાર બાંધી તેઓને છુટાપણું બક્ષવાને તે તેઆર થયો.

## પ્રકરણ ૨૯ મું.

## મારકસની ચાલાકી, તરકટનું કાગજ.

પોતાની કબુલાત મુજબ એન્ટનીએ પેલા બંને જણાને બીજે દીને સહવારે છુટાપણું બક્ષ્યું. આ વખતે પ્રોટયુસ પોતાના દોસ્ત મારકસની હીકમતથીજ છુટો થયો હતો, નહીતો બાપડો કોણજાણે ક્યાંનો ક્યાં અટવાઈને તણાઈ જતે. મારકસે પેલો ખોટો ખુનનો ગુનાહ કબુલ કરવામાંજ ડહાપણ જોયું હતું, નહીતો પેલા લાલચુને લાલચ આપવાનું કાંઈપણ કારણ નહી મળતે. પોતા ઉપર ખોટી તકસીર લાગું પાડવામાં તેણે પેલા એન્ટનીને એવું દેખાડવા માંગ્યું કે તેઓએ તકસીરતો કીધીછે પણ હવે તેની મદદ જોઈએછે. તેણે જોયું કે જયાં સુધી ગુનાહ નહી કબુલ કરીશું ત્યાંસુધી રોજનારોજ ડીફાં પડયા કરશે, અને કદાચ તેમાં પુરા પણ થઈ જઈએ તો કોઈ દાદ લેનારો નહી મળે, કારણ કે તેણે ત્યાંની પોલીસની આપખુદ અખત્યારી અને દોર વિશેની સારી રીતે ખબર હતી, અને બીજું એકે ગુનાહ કબુલ કરવામાં જાયછે શું ? આખર તેઓ લાલચ આપી છુટવાનાજ. આવી હીકમતથી તેણે પોતાનો તથા પ્રોટયુસનો છુટકારો મેળવ્યો હતો, પણ બીજી તરફ જોઈએ છીએતો આપણને પેલા નીચ, લાલચુ વીશે બહુજ કમકમાટ ઉપજેછે. જે દેશના લોકોનું છુટાપણું આવા હલકી કીશમના આદમીઓ ઉપર આધાર રાખેછે ત્યાં કોઈને પણ રેહેવું ઘણું જોખમ ભરેલુંછે, તેમાં જરૂર કરીને નીરદોશ અને પ્રમાણીક માણસોને મનથી એક જીવતું દોજખછે. એન્ટનીએ જે રવેશે પ્રોટયુસ અને મારકસને પકડયા અને છોડયા તે વાંચતાંજ એક સારા માણસના દીલમાં ધાસ્તી પેદા કરેછે. જોકે પ્રોટયુસ ઉપરતો પોતાની સ્ત્રી ઉપર વેહેમ લઈ જાવાનો અને બુરી નીઅતથી જણાવ્યા વીગર બીજે ગામથી આવવાનો વાંક હતો અને તેથી તેને એક જાતની છુપી અને ખુદરતી શિક્ષા થઈ હતી, પણ તેના મનમાં તે શિક્ષા વિશે કાંઈજ લાગતું ન હોતું. તેતો મનમાં એમજ હરખાતો કે અંતે પોતાની ઓરત બદ દીઆનતવાળીછે એવું તેણે શોધી કાઢયુંછે. આવી વગર કારણની દુશ્મની પોતાની સ્ત્રી સાથે ઉભી કરવામાં તે પોતાને ઘણોજ હુશીઆર સમજતો અને તે વિશે મગરૂર થાતો. આવા બેવકુફ ખાવંદને જુ-

લીઆ જેવી બેકીમતી ભેટ બક્ષવી એજ કુદરતના ધારાથી ઉલટું લાગતું હતું, પણ નહી, તેમાં તે બારેહકતાલાની કાંઈપણ મતલબ હશે એવું સમજી એ બાબતની તકરાર બંધ કરવી જોઈએ. પણ ખરૂં જોઈએતો બાપડા મારકસને ફોકટની હેરાનગતી ખમવી પડી હતી. વેનીશ શેહેરમાં દાખલ થયા પછી તે ચાર કલાકમાં ત્યાંના કેદખાનામાં પડયો, અને લુચ્ચા, લાલચુ અમલદારના હુકમોને વશ થાવું પડયું. હવે પેલા બંને જણાઓ ઘરે આવી પુગ્યા પછી જુએછે તો સઘળું ઉંધાડું અને ખોવાએલું માલમ પડયું, અને તપાસ કરતાં કેટલીક કીમતી ચીજો ચોરાએલી જણાઈ, પણ કરે શું ? એ સઘળા જુલમને પ્રોટયુસને તાબે થવું પડયું. પણ કમનસીબ જુલીઆ ઉપર તેનો ગુસ્સો દરેક કલાકે વધતો ચાલ્યો. જેમ જેમ તેને ખોળાએલી ચીજો પાછી સરખી ગોઠવવી પડી તેમ તેમ તેનો ક્રોધ એકદમ જુલીઆ અને સલમ ઉપર વધતો ચાલ્યો. તે હાથ પગ અફાડી તેઓને ગાળો દેતો, અને તેઓને આડું બોલવામાં કાંઈ પણ વીશેષણો બાકી રાખ્યાં નહી. મારકસ તેને ઘણીજ થોડી મદદ કરતો હતો અને પ્રોટયુસ પણ તેને કહેવાને અસકત હતો. તે ઘરમાં પાછો આવ્યા પછી આઠમે દીવસે સઘળું બરાબર કરી રહ્યો, અને નવમે દીવસે સહવારના નાસ્તો ખાધા પછી જુલીઆ ઉપર કાગળ લખવા બેઠો. પણ કેવી રીતે લખવું તેનો પેહેલાં વીચાર કરયો. ઘણાજ કઠણ શબ્દમાં લખવું કે નરમાસથી લખવું. એ વિચાર કરવાની તેની મતલબ જુલીઆ અને સલમને કાંઈ પણ હીલા બાનાથી ઘરમાં બોલાવવાની હતી. આખરે તેણે તે કાગળ ઘણાજ નરમ બોલોથી લખવાનો વિચાર કરયો કે તેથી પેલાંઓ બીજે ઠેકાણે નાહાસી નહી જાય, પણ ઓર પાછાં ત્યાંજ આવે, અને તેઓ આવ્યા પછી તેઓને ઘણી સખત શીક્ષા કરાવે. પણ તે વહેમીને થોડીજ ખબર હતી કે જુલીઆ તો એકપગે તેને મળવાને તૈયાર હતી. પ્રોટયુસના કડણ શબ્દો આગળ તેનો મજબુત પ્યાર કાંઈ હારી જવાનો હતો ? ના, કદી નહી. તેતો માત્ર એટલુંજ જાણવા માગતી હતી કે પ્રોટયુસ વેનીસમાંજછે કે કોઈ બીજે ઠેકાણે ગયોછે. જયારે એવીજ મતલબ, ત્યારે તેણે કઠણ અથવા નરમ શબ્દોની શી બીસાદ. તેને આટલો વખત સુધી એટલાં દુખો સબુરીથી સહન કરયાં તો બીજું એક વધારે સહન કરવાને તેને ખોદાતાલાએ સબુરી બક્ષી હતી.

**ઉપર કહેલી બુરી દીઆનતથી પ્રોટયુસ પોતાની ઓરત જુલીઆ** ઉપર કાગળ લખવા બેઠો.

**મારી પ્યારી જુલીઆ,**

તુંજ વહાલીનાં નાજુક હાથનો લખેલો કાગળ આજ મને નવ દીવસ થયા પુગ્યોછે. પણ મારી મીઠી ચંબેલી, તને જવાબ વાળવાની મને જરાએ ફુરસદ નહી મળી તેથી આજે લાંબે વખતે તુંજ નાજનીનને જણાવવાની રજા લઉંછું જે હું હાલ વેનીસમાં પંદર દીવસ થયાં આવ્યોછું, અને તારી અને તારા નોકરની રાહા જોતો બેઠોછું. મને તારા વીના સોહાતું નથી, તેથી મારા ખુશબોદાર ગુલાબ હવે તારે જલદી મને આવીને મળવું જોઈએ, અને તારા નોકરને પણ સાથે લેતી આવજે કે તેને પણ હું મારો સ્વાદ દેખાડું. મને તારા વગર દીવસે ખાવા, કે રાતે સુવા ગમતું નથી. તેથી મારા જીગર આ વાંચતાંને વાર તું નીકળી પડજે અને પછી આવીને બધી વાતનો ખુલાસો કરજે. હું વેનીસમાંજ આપણા ઘરમાંછું, અને નીકળો ત્યારે એક તાર મોકલજો કે હું આગગાડીના મથક ઉપર આપણી ગાડી તમોને લેવા મોકલું.

લા૦ તમને ખરા દીલથી ચાહાનાર,

તમારો ખાવંદ **પ્રોટયુસ.**

એ રવેશે મનમાં કપટ રાખી બહારથી મીઠા મીઠા બોલોથી સણગાર આપી તે કાગળ તેણે જુલીઆ ઉપર મોકલ્યું.

---

## પ્રકરણ ૩૦ મું.

## લોભને થોભ નથી.

એ વેપારીઓને છુટાપણું બક્ષયા પછી એન્ટનીએ તેજ દીવસે પ્રોટયુસ પાસેથી પાંચહજાર સોનાના સીક્કા પોતાની મેહેનતના બદલામાં લઈ ગયો હતો અને તે જોકે તેણે કેનેટ પાસેથી જેટલા લીધા હતા તેના કરતાં પાંચગણા વધારે હતા, તોપણ તેને અસલથીજ પોતાની દીઆનત બીગાડેલી હતી કે જેથી વાંચનાર સારી રીતે વાકેફછે.

જે દીવસે પ્રોટયુસે જુલીઆ ઉપર કાગળ લખ્યો તેજ દીવસે સાંહાંજના એન્ટની તેની મુલાકાતે આવ્યો. પ્રોટયુસેતો તેને જોઇને ધારયું કે માત્ર હવેતો દોસ્તીના હકમાં આવ્યો હશે અને મારકસે પણ એમજ ધારયું. એન્ટની આવી બેઠાપછી કેટલોક વખત સુધી ગામ ગપાટાની વાતો ચલાવી અને ત્યારપછી ઘણુંજ અગત્યનું ડોળ ઘાલી, મોઢું ઘણુંજ ગંભીર કરી છેક તેઓની આગલ ખુરશી ખેંચી હલવેથી બોલ્યો "અને વળી કાંઇ નવી વાતની ખબરછે કે?"

પેલા બંને જણાઓને તેનો આવો દેખાવ જોઇ વિચાર પડયો હતો તેઓએ ઘણીજ કાળજીથી પુછયું, "અરે તે શુંછે વળી?"

એ૦—મેં તમને છોડયા પછી મારા સીપાઇઓને વીચાર પડયો કે, મેં તમને શાને વાસ્તે છોડી દીધા હશે, કારણ કે થોડા વખતમાં મારી પાસે પાંચ, છ, જણાઓ આવી ઉભા, અને ઘણાજ બીહતાં મને કહ્યું 'સાહેબ, માફ કરો અમારી તકસીર' ત્યારે મેં પુછયું કે શું છે? જલદી બોલો, ત્યારે તેઓ કહેવા લાગ્યા કે 'સાહેબ, અમો તમને પેલા વેપારીઓના ઘરમાંથી મુવેલી લાશ મળી હતી તે કહેતાં ભુલી ગયા છીએ, અને અમારા ન કહાથી કદાચ તમો સાહેબે પેલાઓને નીરદોશ ઠેરવી છોડી મેલ્યા હશે.'

પ્રો૦—અરે, અરે, વળી એ શું મોકાણ.

એ૦—પણ સબુર તો કરો. જરા પેહેલાં મને સાંભળી લો. ત્યાર પછી મેં તેઓને મને જલદી નહી કહેવા વીશે ધમકાવ્યા, કારણ કે તેમ તો મારે કરવુંજ જોઇએ. કેમ શેઠ મારકસ ખરૂં કે નહીં?

મા૦—હા, તેતો બરાબરછે.

એ૦—અને ત્યારપછી મેં તેઓને એ વીશે કોઇને પણ કહેવાની સખત મનાઈ કરી તેઓને જવાની રજા આપી.

પ્રો૦—હવે ત્યારે એનો ઉપાય શું?

એ૦—(જાણે શરમાઇ ગયો હોય તેમ) મને હવે કહેતાં શરમ લાગેછે.

મા૦—(પ્રોટયુસને) વળી પુછોછો શું? પેલા સીપાઇઓને મોઢું દાબવા વળી કાંઈ આપવુંજ પડશે તો.

પ્રો૦—(એન્ટનીને) હા, ત્યારે લો સાહેબ.

એ૦—ના, મને મારી મેહેનતનું કાંઇએ જોઇએ નહી.

પ્રો૦—અરે, તમે નહીતો પેલા સીપાઇઓને તો જોઇએ કેની? નહીતો તમારોજ ઘાણ વળી જશે.

એ૦—અને તેથીજ તમારી પાસે આવ્યોછું તો, પણ હવે મારે તમારી પાસથી લેવું નથી. મેંતો મારી ગીરોમાંથી આપ્યાછે.

પ્રો૦—નહી, ત્યારે તો તમારે અમારી પાસેથી લેવુંજ જોઈએ" એમ બોલી પ્રોટયુસ પોતાના ઓરડામાં પૈસા લેવા ગયો.

એ૦—(મારકસને) જો તમે ખુશીથી આપતા હોવો તો લઉં, પણ ખુબ યાદ રાખજો કે હું કાંઈ તમારી પાસે માંગવા આવ્યો નથી. હું તો માત્ર તમને ચેતાવા આવ્યોછું.

મા૦—નહી સાહેબ, તમે અમારૂં સારૂં ચાહી અમને કહેવા આવ્યા તો અમારો પણ ધરમછે કે તમુએ અમારા થકી કાંઈ પણ ખોટ ખમવી નહી જોઈએ.

થોડા વખતમાં પ્રોટયુસ એક હજાર સોનાના શીક્કાની કોથલી લઈ આવ્યો અને મેજની ઉપર છેક એન્ટનીની આગળ મુકી બોલ્યો, "આ લેઓ સાહેબ, એમાં એક હજાર સોનાના શીક્કાછે. હું ધારૂંછું કે એટલા બસ થશે."

એ૦—(જરા લાલ થઈને) નારે સાહેબ, મેં તમને આગળથીજ નહી કહયું હતું કે એ મારે નહી જોઈએ. બસ, હું મારા દીલમાં એટલુંજ સમજુછું કે મેં જે કાંઈ તમારે વાસ્તે કીધુંછે તે તમારા સારાંને કાજેજ કીધુંછે.

મા૦—(પ્રોટયુસને લગાર ધમકાવી) અરે જાઓ મારા દોસ્ત તમને કાંઈ સમજણ નથી. એટલામાં કાંઈ એમના સીપાઈનું પુરૂં થાય! જાઓ બીજા એક હજાર વધારે લઈ આવો.

એ૦—(વચે પડીને) અરે નહી સાહેબ, તમે શું કરવા તસદી લીઓછો, એટલામાં મારૂં કાંઈ પુરૂં થાતું નથી અને મને કાંઈ જોઈતું પણ નથી. કાંઈ ફીકર નહી, મેં સામી ખોટ ખમીતો ખમી તેમાં શું થયું.

મા૦—(એન્ટનીનો હાથ પકડી) અરે સબુર સાહેબ, જરા ધીરજ ધરો (પ્રોટયુસને) જાઓ બીજા બે હજાર લઈ આવો.

પણ હજુ પેલા લાલચુનો લોભ થોભ્યો નહી તેથી તે બોલ્યો, "અરે પણ નહી નહી, મેં એક નહી પણ બબે જણનાં જાન અને આબરૂ બચાવીછે અને મેહેનત કરતાં મારો દમ આખર આવ્યોછે. મારી મેહેનત વીશે તમને કહેવાની કાંઈ જરૂર નથી, કારણ કે તમારૂં અંતઃકરણ અને મારો ખોદા જાણેછે. આવું રડતીનાં આંસું લુછવાનું શું કામ કરોછો!"

મારકસ અને પ્રોટયુસ આ સાંભલી એકએકનું મોહું જોતા ઉભા અને પછી મારકસ બોલ્યો "જાઓ સાહેબ પ્રોટયુસ; હાલ મારે હીસાબે મેહેરબાની કરી મને બીજા બે ધીરો, જાઓતો જલદી લાવો.

એ૦—અરે સબુર સાહેબ, કયાં જાઓછો, જુઓ (મારકસને) જેવી મેં એ સાહેબ (પ્રોટયુસ) વિશે મેહેનત કીધીછે તેવીજ મેં તમારે વીશે પણ મેહેનત કીધીછે, અને એકને વાસ્તે વધતી અને બીજાને વાસ્તે ઓછી એમ કાંઈ નથી કીધું, જેવો પ્રોટયુસનો જીવ જોખમમાં હતો તેવોજ તમારો જીવ પણ હતો, અને જો શીક્ષા થતેતો ફાંસી સીવાય બીજું કાંઈ હતું નહી. પણ તમારૂં દામ મને જોઈતું નથી; બસ, મને એઓના ત્રણ હજાર બસછે. તમારા બે મને નથી જોઈતા.

મા૦—અરે જાઓ સાહેબ (પ્રોટયુસને) મારે હીસાબે પણ ત્રણજ લાવો અને બધા મળી છ હજાર એઓને આપો કે આપણી ઉપર એઓ હમેસાં મેહેરબાની રાખે.

આ સાંભળી પ્રોટયુસ પાછો પોતાના ઓરડામાં ગયો અને બોચી ખજવાળતાં એક છ હજાર સોનાના સીક્કાની કોથળી ઘસડી લાવ્યો, અને પેલાની આગળ પેલી એક હજાર વાળી કોથળીની પાસેજ તે કોથળી મુકી અને ખુરશી લઈ બેહો.

એ૦—ચાલશો સાહેબ, ત્યારે, હવે મને રજા આપશો.

મા૦—હાજી, મોટી ખુશી સાથે, કોઈ કોઈ દહાડે આવતા રેહજો.

એ૦—ચાલો ત્યારે સાહેબ, મેહેરબાની રાખજો હો, હું જાઉંછું.

પ્રો૦—હા, સાહેબ. આવતા રહેજો.

એન્ટનીએ પેલી છ હજાર વાળી અને પેલી એક હજાર વાળી જે પાસે પાસે મુકી હતી તે બંનેને બહુ જોરથી પોતાના હાથથી ઘસડી એક મોટા રૂમાલમાં વીટાલી ભાડુતી ગાડી મંગાવી રવાના થયો. એ રીતે પ્રોટયુસની બેવકુફાઈથી તે છ, ને એક સાત હજાર સોનાના શીક્કા લઈ ગયો. પેલા બંને કેટલોક વાર સુધી એકએકને જોતા અજાયબીમાં ઉભા, ત્યારપછી કેટલેક વખતે મારકસ બોલ્યો "આ પીડા તો ભાઈ સજડ વળગી. પેહેલે દીવસે પાંચ લઈ ગયો, અને આજે વળી સાત લઈ ગયો, હવે એનું કરશું શું ? કોણજાણે એતો વળી આઠ દસ દહાડા રહી પાછો આવશે.

પ્રો૦—પણ ત્યારે કાંઈ એને માંગવાનું બાહાનું નહી મલશેની !

**મા૦**—એ બધો તમારો વાંકછે કે તમે તમારી સ્ત્રી ઉપર ખોટો વહેમ રાખોછો, અને તેવા ખોટા વહેમની ખાત્રીને કીજે તમો તેને જણાવ્યા વીના અહીં આવ્યા અને તેથીજ આપણે આટલા દુખમાં પડ્યા.

**પ્રો૦**—(ચીડાઈને) મારો શાંનો વાંક કાઢોછો. ખરૂં જોશો તો એ બધો તમારો વાંકછે, તમે એની આગળ આવો ખોટો ગુનાહ કબુલ શું કરવા કીધો, કે એ આપણને ઘડી ઘડી બીહીવરાવી હરેક બહાને પૈસા લઈ જાય ?

**મા૦**—પણ ખોટું શાનું કબુલ કરયું. તમારા ઘરની પછવાડે લાશ દાટેલીછે કે નહીં તેની તપાસ કાંએ નથી કરતા ?

**પ્રો૦**—હા, તેની તપાસ તો મેં ગઈ રાત્રેજ કરી હતી, અને એક લાશ ખુણામાંથી મળી આવી હતી પણ તેથી શું થયું, આપણે કાંઈ ખુનતો નથી કરયું ?

**મા૦**—ખુન કીધું કે નહી કીધું, પણ જ્યાંસુધી એ લાશ તમારા ઘરની હદમાં પડેલીછે અને તમો અને હું સીવાય અહીંઆં બીજું કોઈ નહીં હોય ત્યાંસુધી તમે અને હુંજ એ લાશના જવાબદાર ગણાઈએ, સમજયા.

**પ્રો૦**—પણ જે વખતે તમોએ ખોટું તોહોમત કબુલ કીધું તે વખતે તમને એ વીશે કયાં ખબર હતી.

**મા૦**—હું ધારૂંછું કે તમારી શુદ્ધ ગઈછે. અરે પેલા આપણને મારતી વખતે શું બોલતા હતા, તે યાદછે ? ખુન કબુલ કરાવતા હતા, અને સાથે બોલતા હતા કે, લાશ પણ આપણાજ ઘરમા પડેલીછે, તમે ન યાદ રાખો તેમાં મારો શો વાંક !

**પ્રો૦**—ત્યારે શું, આપણેજ જવાબદાર ગણાઈએ, કે ?

**મા૦**—હા, હા, હા, આપણેજ.

**પ્રો૦**—ઠીકછે ત્યારે, વળી હવે કાંઈ તાલ લગાવશું. પેલો જો એમ ધારતો હોય કે વળી કોઈ બીજે બહાને પ્રોટયુસ પાસેથી પૈસા લઈ જાઉં તો હવે તે ભુલેછે.

---

## પ્રકરણ ૩૧ મું.

# સુખમાંથી દુખમાં આવી.

જુલીઆ જે પોતે કાગળ લખ્યા પછી પ્રોટયુસના જવાબની વાત જોતી હતી, તેવામાં તેના લખ્યાને તેરમે દીવસે પ્રોટયુસ તરફનો જવાબ મળ્યો, જે વાંચતાનેવાર તેની બહુ ખુશી થઈ ગઈ. એટલી ખુશી તે પોતાના જન્મમાં કોઈબી દીવસે થઈ નહી હતી. તે કાગળના અંદરના ભેદ વિષે તે અજાણી હતી. પોતા ઉપર થોડા દીવસ પછી શું આફતોનો વરસાદ વરસવાનોછે તે વીસે તે બીનવાકેફ હતી, અને ખચીત તે બીનાનાં અંદરના ભેદ વીશેના અંજાણપણાથી તે ઘણીજ ખુશ માલમ પડતી હતી. પણ તે દીવસ તેનો પેહેલો, તથા છેલ્લોજ ખુશાલીનો હતો તે તેને કાંઈજ ખબર હતી નહી. એ બાબતના અજાણપણાનો પડદો તેની ઉપર તે ખોદાની રેહેમથીજ નખાયો હતો, નહીતો તેના દુખનો, શું પાર રહેતે, અરે તે વખતે તેને કોઈ પણ દીલાસો દઈ નહી શકતે. સલમે તેને ખુશ જોઈ પુછયું "શું છે બાઈ સાહેબ ? આજતો બહુજ ખુશીમાંછો."

જુ૦—હું ધારૂંછું કે આજથી મારૂં ભાગ્ય ફરયુંછે. અને હવેથી રોશન સીતારાઓ, મારા માથાં ઉપર હમેશાં પ્રકાશતા રહેશે. આટલો વખત સબુરીથી દુખ ખમ્યું તેનો આખરે ખોદાએ મને બદલો આપ્યોછે. હવેથી મારા ખાવંદની મારી ઉપર મેહેરબાની વધીછે.

સ૦—તમને કાંઈ પેલા કાગળનો જવાબ મળ્યો કે ?

જુ૦—એ પુછવાનું શું ? ત્યારે તે જવાબ મળ્યા વગર હું અમથીજ ખુશી થાઉં ? હવે આપણને આજને આજ જાવું જોઈએ.

સ૦—ચાલો ત્યારે, ઠીકછે, પણ મને એટલું પુછવા દીઓ કે મારા શેઠ પ્રોટયુસ, મેં તમને કહેલી બીનાથી કાંઈ ગુસ્સેતો નથી થયાની ?

જુ૦—ના, કાંઈજ નહી, જરાબી નહી, એક રતીભાર પણ નહી.

સલમે આવું પોતે ધારતો હતો તેના કરતાં ઉલટું બનેલું સાંભલી તે કાગળની સચ્ચાઈ વીશે તેને બહુજ શક ગયો. પણ હાલ બોલવું ડહાપણ ભરેલું નહી ધારી તેણે કહયું "બાઈ, આજતો આપણને ગાડી નહી મળે કેમકે વખત થઈ ગયોછે અને તે સાથે વળી બધું બાંધી મુકી તૈયાર રાખેલું નથી."

જુ૦—કાંઈ ફીકર નહી ત્યારે કાલે જઈશું, એઓતો વેનીશમાં આપણા ઘરમાંજછે. મને આ કાગળમાં એક બોલ વીશે વીચાર આવેછે, અને મને તેની સમજણ પડતી નથી. બાકી બધુંતો બહુ મજાનું, પ્યારના બોલોથી ભરપુરછે.

સ૦—તે શું બોલછે જોઉં ? જો તમને કાંઇ હરકત નહીં હોયતો મને દેખાડો.

જુ૦—દેખાડવાની કાંઈ જરૂર નથી. તે આ છે જો સાંભળ "અને તારા નોકરને પણ સાથે લેતી આવજે કે તેને હું મારો સ્વાદ દેખાડું" એમાં **સ્વાદ** બોલની મને સમજણ પડતી નથી.

સ૦—અને મને પણ સમજણ નથી પડતી.

જુ૦—હું કાંઈ એમાં અડચણ જોતી નથી, કાંઈ અમથું ખુશાલીમાં લખાઈ ગયું હશે.

સ૦—હા, એમજ હશે.

તેઓ છુટા પડયા પછી સલમ વિચારમાં પડયો કે વેનીશ ગયા પછી કાંઈ સુખમાં પડીએ એવું લાગતું નથી. વળી પાછું મારી શેઠાણી ઉપર કાંઈક વીઘન ફરતુંજ ફરેછે. અને હવે મારૂં કાંઇ પણ ચાલવાનું નથી કેમકે જુલીઆ તો પ્રોટયુસને મળવાની ઘણીજ ખુશાલીમાં આવી ગઈછે, અને મારી કાંઈબી વાત સાંભળે એવું મને લાગતું નથી. ખેર, જે બને તે ખરી, પણ હું મારી શેઠાણીને છોડી નહીં જાઉં. મારી ઉપર ગમે તે વીતો, અને મારી ખાત્રીછે કે હવે કાંઈ પણ વીતશે, પણ હું તેને દુખમાં છોડી દુર કદી નહીં થાઈશ. જયાંસુધી મારા તનમાં પ્રાણછે ત્યાંસુધી હું તેનીજ નોકરીમાં રેહેવાનો, અને મારાથી બનતું સારૂંજ કરવાનો.

સલમ બાપડો હમણાં ઘણોજ નીરાશ અને નાસેપાસ થઈ ગયો હતો, કેમકે તેને હવે પોતાની શેઠાણી સાથે વેનીશમાં નહીં પણ મોતના પંજામાં જવા વીના છુટક હતોજ નહીં. તેની કાંઈ પણ કળા અથવા હીકમત તે આ વખતે લાગુ પાડી શકયોજ નહીં. પણ જેવી રીતે તેને આટલાં સંકટો સાથે હીમતથી બાથ ભીડી હતી તેવીજ હીમત તેણે આ વખતે રાખી અને જે ભાગ્યમાં હશે તેજ બનશે, એવું વીચારી જુલીઆ સાથે જવાને તૈયાર થયો. તે દીને સઘળો સરસામાન બાંધી તૈયાર રાખ્યો અને બીજે દીવસે તેઓ સહવારના દસ કલાકે

મીલાનના સ્ટેશન ઉપર આવી પોહોચ્યાં. જુલીઆ એટલીતો ખુશાલીમાં હતી કે પોતાની આજુબાજુ શું થાયછે તેની તેને ખબર નહીં હતી, અને તેવી ખુશાલીમાં પોતે ત્યાંથી ઉપડતી વખતે પ્રોટયુસને તાર મુકતાં ભુલી ગઈ, કે જે વીશે પ્રોટયુસે તેને પોતાના કાગળમાં લખ્યું હતું. હવે દસ કલાકે ગાડી મીલાનથી ઉપડી અને તે વખતે જુલીઆને પોતાના ખાવંદને મળવાનો હરખ સમાયો નહીં. તે સઘળા હવાઈ વિચારો કરતી હતી કે હવે મારા ખાવંદ સાથે એમ રહીશ, અને એમ તેની નોકરી બજાવીશ, અને આવી રીતે એને ખુશી કરીશ, એવા સઘળા ખ્યાલી વિચારો તેના મગજમાં ભમવા લાગ્યા. તે વિચારો ખ્યાલી હતા, તે થોડાજ વખતમાં પ્રોટયુસની તેની તરફની વરતણુક ઉપરથી માલમ પડી આવશે. વેનીસમાં ત્રીજે દીવસે રાતના બે વાગતે ગાડી આવી પુગી અને હરખાતી હરખાતી નીરદોષ જુલીઆ ગાડીમાંથી ઉતરી, અને ત્યારપછી તેને યાદ આવ્યું કે તે પ્રોટયુસના ઉપર તાર મુકતાં ભુલી ગઈ હતી. થોહોક વખત સુધી તેને પ્રોટયુસના ગુસ્સા વીશે બીહીક લાગી, પણ તે બાબદ તે થોડા વખતમાં વીસરી ગઈ. એક ભાડુતી ગાડી કરી તેણે ઘર તરફ જવા માંડયું, અને હવે તેને એક એક પળ કાટવી ઘણી ભારી પડતી, અને જેમ જેમ ઘર નજદીક આવતું ગયું તેમ તેમ ખુશાલી વધતી ગઈ. આ જગોએ સલમ કેવી હાલતમાં હતો તે જણાવવું કાંઈ જરૂરનું નથી, કારણ કે ખુદરતીજછે કે તે ઘણો સમજુ હોવાથી આવી પોતાની બાઈની ખાલી ખુશાલીથી ઓર દલગીર થાતો હતો. ઘર આગળ આવી જુએછે તો બારણા બંધ હતાં, પણ તે વિશેનાં ઘણાં કારણો હતાં એવું જુલીઆએ ધારયું, કારણ કે તે જાણતી હતી કે તેણે તાર મુકયો હતો નહીં અને તેથી તેના આવવા વીશે પ્રોટયુસ અલબતાં અજાણપણામાં હોવો જોઈએ. તેથી જુલીઆ બોલી, "સલમ, હમણાં પાછલી રાતનો સમો થયાથી મારો ખાવંદ ભર ઉંઘમાં પડયો હશે તેથી હમણાંતો આપણ આંહી ઓટલા ઉપરજ ઉભાં રહીએ," અને એ રીતે બંને જણાઓ સહવાર પડવાની વાટ જોતાં ઉભાં. જરાક ઝઝકળું થયું એટલામાં ઘરના નોકરે અંદરથી બારણાં ઉંઘાડયાં અને જુલીઆ ખુશી થતી અંદર દાખલ થઈ. અને પ્રોટયુસ જે અંદર સુતેલો હતો તેના બીછાના આગળ જઈ તેને ઉઠાડવાની તજવીજ કરી. પ્રોટયુસ એકદમ ચોંકી

ઉઠી જુએછે તો તેના મોઢાં સામે પોતાની સ્ત્રીને હસતી ઉભેલી જોઈ, તેવોજ એક મોટી બરાડ મારી ઉઠયો અને બોલ્યો, "ઓ મકરબાજ ઠગારી ઓરત, હવે તું મારા સપાટામાં આવીછે અને હવે હું તને કદી પણ જતી મુકવાનો નથી, તને ——

જી૦—પણ હું કયાં જવા માગુંછું.

પ્રો૦—તને મારી સાથે સુખમાં રેહવા નહીં ગમ્યું અને હાથે કરી તું દુખમાં જઈ પડીછે. પણ ——

જી૦—મને તો તમારી સાથેજ રહેવા ગમેછે.

પ્રો૦—પણ યાદ રાખજે ઓ કંગાલ ઓરત, કે તારે હાથે જે તેં કડવાં ઝાડનાં બી નાંખ્યાં હતાં તે ઉપર હવે કડવાં ફળ આવ્યાંછે, અને——

જી૦—મેં તો કાંઈ પણ બી નાખ્યાં નથી.

પ્રો૦—અને હવે તેનો તને કડવો સ્વાદ ચાખવો પડશે. જોકે——

જી૦—તમો ધણીછો જો ચખાડશોતો ચાખશું.

પ્રો૦—જોકે એક નીચ નોકર સાથે પ્યાર બાંધવાને જરાએ મનમાં ડર, કે આંચકી ખાધી નથી, અને—

જી૦—તમને કોણ નોકર કહેછે. તમેતો મારા શેઠછો.

પ્રો૦—અને તુંજની આવી ચાલથી મારો જાન પણ જાવાની ઘડી-ભાર ધારતીમાં હતો.

જી૦—એ શું બોલોછો, તમારે લીધે મારે મારો જાન આપવો જોઈએ.

પ્રો૦—(વધારે ચીડાઈને) ચુપ, ઓ, મકારે ઓરત, વચમાં શાંને વાસ્તે બકબક કર્યા કરેછે. હું કહુંછું તે તું બરાબર સાંભળ.

જી૦—વારૂં, મહારા વહાલા ખાવંદ.

પ્રો૦—હવેથી હું તારો **ખાવંદ** નહી.

જુલીઆ જે બાપડી આટલો વખતસુધી પેલાના બોલવાનો કાંઈ અરથ સમજતી નહી હતી અને તેનું જોસમાં બોલવું તે માત્ર તેના ઉઘમાંથી ઉઠાડયાને માટે હશે તેથી તેને ઠંડો પાડતી હતી, તે છેલ્લા શબ્દો સાંભળી છેક તેની આગળ આવી બોલી " મારા જીગરના હાર, તમે પાછા સુઈ જાઓ, નહીતો મોંઢું ધોઈ હુશીઆર થઈ જાઓ કે આપણ બેશી સાથે નાસ્તો લઈએ."

પ્રો૦—(તેને હડસેલો મારી દુર કરીને) ઓ, ડાકણી, હું તદન હુશીઆરછું. હવે તું મને ઠગવાને યત્ન કરશેતો તે વ્યર્થછે. મને જાગૃતને તું ઉંઘાએલો સમજેછે કે ? અને મને સીધાસમાને તું દીવાનો બનાવેછે, એબી વળી તારી ઠગાઈનો બીજો નમુનોછે."

જુલીઆતો હજી તેને ઉંઘમાં સમજી, વધારે વખત ત્યાં ઉભું રેહવું સારૂં નથી એવું વીચારી ઓરડાની બહાર નીકળી ગઈ, અને ઘરની આગળી ચાલમાં આવી એકલી એકાંતમા બેઠી; સલમ જે પ્રોટયુસનો મોટો અવાજ આવતો સાંભળી ઓરડાની બહાર ચુપકીદો ઉભો હતો તે પણ•પોતાના કામે દલગીર થાતો બબરચીખાનામાં ગયો અને મારકસ જે પાસેના ઓરડામાં સુતો હતો તે પ્રોટયુસના અવાજથી ઉઠી પોતાના બીછાના ઉપર બેઠો બેઠો બધું સાંભળતો હતો. જુલીઆના ગયા પછી પ્રોટયુસ ઓરડામાંથી બહાર નીકળી દાતણ પાંણી કીધા પછી નાસ્તો ખાવા બેઠો. પ્રોટયુસ અને મારકસને જુલીઆએ ખાતાં જોયાથી તે પોતાના ખાવંદ તરફ પાછી હસ્તે મુખડે ચાલી અને ખુરશી ખેંચી બેસવા જાયછે તેવામાં પેલા વેપારીએ એક મોટી બુમ પાડી કહયું "ઉઠ અહીંયાથી ઓ હડીલી ઓરત, મને તું જેવી બેવફા સાથે ખાવું લાજમ નથી. મારા ગયા પછી ચાર મહીનામાં શું શું પાપી કરમો તેં કરયાંછે તેની મને બધી ખબર તારાથીજ માલમ પડીછે."

મા૦—બાઈ સાહેબ, તમને હાથ જોડી કહુંછું કે હમણાંતો તમે ઉઠીજાઓ.

જુ૦—ઘણી ખુશીથી (પોતે ઉઠી જાયછે) પણ મને કાંઈ આ સઘળા ફેરફારનું કારણ કહેશો.

પ્રો૦—(જોસથી) તે સઘળું કારણ તને ઈનસાફની અદાલતમાં માલમ પડશે, સમજી ? તું મારી સાથે ખાવાને લાયક છેજ નહીં. કયાં ગઓ પેલો તારો આશક, બોલાવ તેને, નહીંતો જા બબરચીખાનામાં જઈ તેની સાથે બેશી ખા.

આ શબ્દો જુલીઆની છાતીમાં એક કાતેલ ઝેરી તીરની મીશાલે વાગ્યા અને તે બાપડી બેશુદ્ધ થઈ પડી. સલમ જે બધું પડદાની પછવાડે જોતો અને સાંભળતો ઉભો હતો તેનાથી આ દેખાવ જોઈ શકાયો નહીં, અને તેને એટલોતો ગુસ્સો લાગ્યો હતો કે તેને પોતાની છરી તેજ વખતે પ્રોટયુસના ગળામાં ભોંકી દીધી હતે; પણ તેથી તેની

બાઈની હાલત ઉલટી વધારે બગડશે એવી ધાસ્તીથી તે ચુપ રહયો અને મુંગો મુંગો ઓરડાની પછવાડેથી આવી જુલીઆને હુશીઆર કરવા લાગ્યો. જે જોઈ પેલા બેવકુફ પ્રોટયુસે મારકસને કહયું "જોયું સાહેબ, આ સાંમે જુઓ કે શું થાયછે ! કોઈને જુલીઆ વીશે નહીં લાગ્યું અને એને લાગ્યું તેનું કારણ શું. એ કંઈજ નહીં પણ બંને એકમેકના પ્યારથી બંધાએલાંછે તેની સાબેતી આપેછે."

મારકસ જેને આટલા દીવસતો જેમ તેમ પ્રોટયુસ સાથે કંટાળા અને દુખમાં કાઢયા હતા તેણે કાંઈ પણ જવાબ દીધો નહીં. આ બોલવાની સલમે પણ કાંઈ દરકાર રાખી નહીં, અને પોતાની બાઈને સેહેજ હુશીઆર કરી તેને પોતાના ઓરડામાં જેમ તેમ લઈ ગયો. જુલીઆ પોતાના ખાવંદમાં આવો ફેરફાર થએલો જોઈ જારબેજાર રડવા લાગી, પોતાની પાક દામાન ઉપર શક લઈ જવાના બોલો તેને છાતીમાં ખુંચ્યા કરતા હતા, અને સલમ સાથે તેણે પ્યાર બાંધ્યોછે તે બોલો તેની છાતીમાં કોતરાઈ રહેલા હતા. આ વખતનાં તેના દુખો અને જુસ્સાઓનું બયાન કઈ કલમથી થઈ શકે ? માત્ર તે વાંચનારે વીચારી લેવું બસછે. તેના નાજુક હૈડાંને આટલુંજ દુખ બસ હતું, પણ હજુતો તેનો કૃર ખાવંદ એથી દસઘણો વધારે માહેતમનો વરસાદ વરસાવવાનો હતો.

---

### પ્રકરણ ૩૨ મું.

## સલમની હીમત; જુલીઆ ઊપર જુલમ.

જુલીઆ અને સલમના આવવાની ખબર ત્રીજે દીને કેનેટને પડી. કેનેટ જેને આટલા દીવસ સુધી તેઓ ઉપર પોતાના શીક્ષકનું વેર લેવાની આશા છોડી હતી તે એકવાર પાછો જાગૃત થયો, અને જેમ એક હારેલો જુગારી બમણો રમે, તેમ વળી તેણે એકવાર પોતાનો જાલમી દસ્ત પાછો કાઢવાનો અંદેશો કરયો. પણ હમણા તે પ્રોટયુસની હાજરીમાં કાંઈ કરી નહી શકશે તેથી તે પાછો નાઉમેદ થઈ ગયો, અને એ કામ માંડી વાળવાનો વીચાર કરી પોતે કાંઈ ધંધે લાગવાનો વીચાર કરયો, પણ તેમાં કાંઈ તેનું મન લાગ્યું નહી.

હવે આપણે બીજા હાથ ઉપર એન્ટનીને જોઈએ કે તેઓ વળી

શું કરેછે. જે દહાડેથી તે પેલા શીપાઈઓને આપવાને બહાને પેલા વેપારીઓ પાસેથી સાત હજાર શીકકા લાવ્યો હતો તે સઘળા તેનેજ પચ્યા હતા. શીપાઈ શું, ને વાત શું ? તે કાંઈ કોઈને ઓળખતો હતો નહી. એકવાર પૈસા મળ્યા કે તે રસ્તે ચાલતાનો પણ ગુલામ થઈ જતો. હવે બીજા વચમાં દસ દહાડા ગયા કે તે પાછો વીચાર કરવા લાગ્યો કે વળી શું હીકમત કરી બીજા લઈ આવું. એમ વીચારતાં તેને પેલો કેનેટ પાછો યાદ આવ્યો, અને તે સઘળું જાણેછે અને ફરીઆદ કરવા માગેછે એવું પ્રોટયુસને ખોટું બીવડાવી વળી કાંઈ થોડા ઘણા જે મળ્યા તે લાવવાની ગોઠવણ કરવા લાગ્યો, અને અંતે ખુબ અંદેસો કરી પ્રોટયુસના ઘર તરફ ચાલવા માંડયું. ઘરમાં આવી પુગવા પછી પ્રોટયુસ અને મારકસને વાતો કરતાં જોયા, પણ પોતે જાણે કાંઈ મહાભારત કામમાંજ આવ્યા હોયની તેમ પ્રોટયુસનો હાથ પકડી તેના કાનમાં કહયું "જરાક અંદર આવશો, કાંઈ વાત કેહેવીછે." પ્રોટયુસને જોકે જવાતો નહી ગમ્યું પણ ફરજનો મારયો તેની સાથે અંદર ગયો અને તેઓ વાતો કરતા બેઠા.

* * * * * *

સલમની ઘરમાં ચાલચલણ જોઈ મારકસ તેને ઘણોજ ડહાપો અને હુશીઆર નોકર સમજતો હતો, અને તેની સાથે કાંઈ પણ વાતો કરવાને તે જરાએ અચકાતો નહી હતો. સલમને જેવી ખબર થઈ કે પ્રોટયુસને કોઈ શખ્સ મળવા આવ્યોછે ત્યારે તે કોણ હશે તે જાણવાની તેની ઘણી ખાયસ થઈ, અને તેથી મારકસ આગળ આવી તેને પુછયું "સાહેબ એ શખ્સ કોણ આવ્યોછે."

**મા૦**—(હસીને) જા, બાપુ એની સાથે ઓળખાણ પાડતો ના, નહીતો ફસી જશે.

**સ૦**—પણ મને કહોતો ખરા કે એ કોણછે ?

**મા૦**—તને જાણવુંછે તો સાંભળ.

એમ કહી તેને પોતા ઉપર અને પ્રોટયુસ ઉપર તેઓના આવ્યા પછી શું શું વીઘનો વીત્યાં હતાં, તેમાં એન્ટનીએ કેવી કેવી ખુબીઓ કરી હતી, અને તેઓનો કેવી રીતે છુટકારો થયો હતો, તે સઘળી બીના અવલથી તે આખર સુધી કહી. તે કહેવામાં તેને કાંઈ પણ આંચકો ખાધો નહીં, કેમકે તેને થોડા દીવસમાં સલમને સારી રીતે પીછાણી

લીધો હતો, કે તે ઘણોજ વીશ્વાસુ માણસછે. આ સાંભળી સલમ બહુજ અચરતીમાં પડયો અને તેની શેડાણી ઉપરના જુલમનું કારણ હમણાં થોડુંઘણું તેના ધ્યાનમાં ઉતરયું. પ્રોટયુસને તો તે બેવકુફ સમજતો, અને મારકસ વીશે તેનો વીચાર સારો હતો. એક કલાક થઈ ગયો પણ પેલા બંને જણાઓ હજુ ઓરડામાંથી પાછા આવ્યા નહી, અને મારકસતો ધારતો હતો કે વળી કાંઈ આજે જુઠું સાચું બાનું કાઢી પેલો પેસા લઈ જશે. પણ હવે થોડાવારમાં મારકસ અને સલમનો શો ઘભરાટ? પ્રોટયુસ અને એન્ટની ઓરડામાંથી બહાર આવ્યા અને પ્રોટયુસે સલમ તરફ આંગળી બતાવી એન્ટનીને કહયું "તે આ શખ્સછે" તેવોજ એન્ટનીએ સલમનો હાથ જોરમો પકડયો અને બોલ્યો "તુંજ ત્યારે ખુનીછે" સલમે જોરમાં એક ઝટક મારી પોતાનો હાથ છોડવી હીમતથી બોલ્યો "હા, હુંજ છું કહેછે શું?" એન્ટનીને જોકે તેનો હાથ છુટી જવાથી નામોશી બહુ લાગી હતી તોપણ પુર દમાંમથીજ બોલ્યો "ચાલ ત્યારે મારી સાથે ચોકીમાં અને તને મારો સ્વાદ ચખાડું.

સ૦—હું આવવાને રાજી છું, પણ ખબરદાર જો તારો પાપી હાથ મારા પાક દીલને લગાડયોછેતો?"

આવા જવાબથી એન્ટનીને પેલાઓના દેખતાં બહુજ હલકું લાગ્યું, પણ જાણે કાંઈ હોય નહીં તેમ પોતે ઘરમાંથી બહાર નીકળ્યો અને તેની પછવાડે સલમ હીમતથી ચાલ્યો. એન્ટનીએ, પ્રોટયુસને ઓરડામાં લઈજઈ કેનેટ વીશે ખુબ દમ આપવા માંડયો હતો, કે તેતો આપણને સરવેને પકડાવી શીક્ષા કરાવા માગેછે, અને તેની પાસે પુરતી સાબેતી પણ છે, અને તેની સાથે મારા કેટલાક સીપાઈઓ પણ મલી ગયાછે, એવી એવી દમ ભરાવાની વાતો ચલાવી હતી. પ્રોટયુસે પણ આટલાં દહાડા વીચાર કરી રાખ્યો હતો કે હવે જો એન્ટની આવશે તો તેને સલમ ખરો ખુનીછે એવું કહી તેને પકડાવી દેશે. તેથી આ તક તેણે હાથથી જતી મેલી નહી, અને સલમ ઉપર તેનો જે કીનો હતો તે આ વખતે તેણે લીધો. જુલીઆ પોતાના આવ્યાના દહાડાથી હમણાં સુધી એક ઓરડામાં એક બંધીવાનની માફક રહી હતી. તેનો ખાવંદ તેની ઉપર બહુ જુલમ પાડતો, તેને બહુજ તાણાજાણીના સકુનો કહેતો, અને કાઈવાર તેને મારવાને પણ ચુકતો

નહી. આ સઘળું તે બાપડી મુગે મોઢે ખમ્યા કરતી હતી, પણ હજુ તેનો પ્રોટયુસ તરફનો પ્યાર નરમ પડયો હતો નહી. આવી હાલતમાં તેની આગળ જો સલમ નહી હતેતો તે જરૂર મરણ પાંમતે, પણ હજુ તેનો વીશ્વાસુ નોકર તેને કામ આવતો હતો. રાતના છુપાછુપ તેને પાણી કે ખાવાનું આપતો અને તેને બહુજ દીલાસો દેતો. તે આખો દહાડો રડવામાં કાઢતી અને દુખથી એટલીતો દુબળી થઈ ગઈ હતી કે જો એક મહીનો દાહાડો એ પ્રમાણે જાયતો તે જરૂર મરણ પાંમે. આવી તેની હાલતમાં વળી સલમનાં પકડાવાથી તેને દુખ ઉપર ડામ જેવું હતું, જોકે તેને હજુર તે વીશે ખબર નહી હતી, પણ જયારે ખબર પડે ત્યારે કેવું અને કેમ લાગવું જોઈએ તે કોઈએ પણ વીચારી લેવું સેહેલછે.

---

## પ્રકરણ ૩૩ મું.

## દુશમનોનું મળીજાવું.

હીમતવાન સલમ એન્ટનીની સાથે ગયા પછી કેદખાનામાં પડયો હતો. પ્રોટયુસ અને મારકસની માફક તેની ઉપર કાંઈ માર પડતો હતો નહી કેમકે તે પોતાને મોઢેજ ખુનનો વાંક કબુલ કરતો હતો. પણ કોઈને એમ નહી કહેતો કે તે ખુન પોતાના બચાવમાં કીધું હતું. એટલી એકજ દલીલ ઉપર તે પોતાના બચાવનો આધાર રાખતો હતો. જોકે એન્ટની તેની ઉપર જુલમ પાડવાને ઘણો રાજી હતો પણ સલમેતો પોતાનો વાંક મોઢેજ કબુલ કરી તેને કાંઈ પણ તેવો જુલમ કરવાનું બહાનું આપ્યું નહી, અને એન્ટની એમ સમજતો હતો કે એ જયારે પોતાનો વાંક મોઢેજ કબુલ કરેછે ત્યારેતો એને ફાંસીનીજ શીક્ષા થશે, એટલે પોતાનું વેર તે વખતે વળી રેહશે; પણ કોઈ ભવીશની વાત કહી શકતું નથી, કોણજાણે તે વખતે શું થાવાનું હશે. તેને કેદમાં નાખ્યા પછી આઠમે દીવસે તેની દરબારમાં ન્યાયાધીશ સનમુખ તપાસ ચાલનાર હતી. એ વીશેની ખબર આગમનથી ગામમાં ફેલાઈ હતી કે કોઈ ખુનીની તપાસ તે દીવસે થાનારછે. ફેનેટ વળી એ સાંભળી ચોંકયો કે એ ખુની કોણ હશે. તેના મનમાં હમેશાં સલમ વીશે ચટપટ થતી હતી. આ ખુની વીશે સાંભળી તે કોણ હશે

તેની તપાસ કરવાનો તેણે ઠરાવ કરયો અને તે ઠરાવ થોડા વખતમાં અમલમાં લાવ્યો. તેને કેદખાનાના ઉપરી સાથેતો આગળની ઓળખાણ હતીજ, તેથી તેને તે વીશે હમણા મુશ્કેલી નડી નહી અને પોતે તે ઉપરીને સાજન વીશેની ઓળખાણ આપી અને કોઈક આગલી પાછલી વાતો કાઢી તેની સાથે બહુજ મળી ગયો. એ પ્રમાણે બે દહાડા કાઢી ત્રીજે દીવસે તેણે પેલા ખુનીની મુલાકાત લેવાની પેલા કેદખાનાના ઉપરીને અરજ કરી, કે જે અરજ તેણે બહાલ રાખી અને કેનેટને સલમ પાસે લઈ ગયો. બંનેએ એકમેકનું મોઢું જોઈ કેટલોક વખત સુધી એકએકને ડોળા ધુરકયા કીધા, આ વખતે કેનેટે સલમને પીછાણ્યો, અને સલમે કેનેટને પીછાણ્યો હતો. જોકે બંનેને એકમેક સાંમુ જોવું ભારી પડી ગયું હતું પણ સલમને આ વખતે તેની ગરજ હતી, અને તે પોતાની દુશ્મની ભુલી જઈ આ વખતે તે કાંઈ મદદ આપશે એવી આશાથી તે બહુજ નરમાશથી બોલ્યો "શેઠ સાહેબ મેહેરબાંન, આપ સાહેબ કેમછો, તબીયત ખુશતોછે ?" કેનેટ તેનામો આવો ફેરફાર જોઈ પોતાના લાયક હરીફ સાથ વાત કરવામાં ઉલટો ખુશી થયો અને જવાબ આપ્યો કે "ઘણોજ સારી રવેસેછું સાહેબ, પણ આ તમારી હાલત જોઈ હું ઘણોજ દલગીરછું."

સ૦—હું આશા રાખુંછું કે આવા મારા દુખના વખતમાં તમે મારી સાથની તમારી આગળી દુશ્મની ભુલી જઈ મને તમારી કીમતી મદદ આપશો.

કેનેટ હવે વીચારમાં પડયો કે તેને શું જવાબ દેવો, અને આખરે તેનું ઉદાર અને મોટું દીલ તેની ઉપર ફતેહ પાંમ્યું, અને પોતાની બનતી મદદ તેને આપવાનો ઠરાવ કરી તે બોલ્યો "હું મારી સઘળી દુશ્મની હમણા ભુલી જાઉંછું. તમ જેવા મારા એક લાયક હરીફને મદદ આપવાને હું ખુશીછું. મારે જો તમારી ઉપર વેર લેવું હશેતો તમારા છુટકારા પછી તમારા ઉપર લઈશ, પણ આવા તમારા દુખના વખતમાં મારે તમારી ઉપર હીચકારા હુમલા કરવા, એ મોટી શરમીંદગી ભરેલું હું સમજુછું, અને કીનો લઉંતો હીંમતથીજ લઉં અને ત્યારેજ મારી મરદાનગી ખરી."

સ૦—ચાલો આવો ત્યારે મારી પાસે બેસો.

કે૦—તમારૂં આંહી કેમ આવવું થયું ? અને કોણના ખુન સારૂં તમારી તપાસ થાનારછે ?

સલમે એ સાંભળી સઘળી બીના તેને કહી, અને સાથે વળી એન્ટનીએ શી રીતે પ્રોટયુસ અને મારકસને કેદખાનામાં બેસાડયા હતા, અને પેલાની નીચ લાલચથી તેઓનો કેવો છુટકારો થયો હતો તે, અંને ટુકમાં મારકસે સઘળી બીના જે કહી હતી તે કેનેટને કહી. કેનેટને આ સાંભળ્યાથી એન્ટની ઉપરનું તેનું વેર યાદ આવ્યું, અને પોતાની પાસેથી હરામના પૈસા તેણે લીધા હતા તે વીશેનું તેણે સલમને કહયું. અને તે એવોજ લુચોછે એમ કહી પોતે એની ઉપર વેર લેવા અને તેને મદદ આપવા પોતાની મરજી જણાવી.

કેનેટ જેવો કટ્ટો દુશ્મન આ વખતે સલમ સાથે મળી જાય એ જોકે સ્વાભાવીક લાગતું નથી પણ તેમ કરવાને કેનેટને કેટલાંએક કારણો હતાં. સલમને જોતાંનેજવાર તેણે વીચારયું હતું કે હવે તેનો (કેનેટનો) પાપનો ઘડો ફુટવાની તૈયારીપર આવ્યોછે, એટલે કે સલમ પોતાના બચાવની વખતે અલબતે કેનેટનું નામ લીધા વગર તો રહેજ નહી અને જો સલમે એકવાર તેનું પાપ ખુલ્લું કીધું તો પછી પોતાને (કેનેટને) તે ગામમાં રેહવું ધાસ્તી ભરેલું [illegible] પડે અને ત્યાંથી વળી પોતાના શીક્ષકના બાપ ગ્રેટનને છોડીજાવું પડે, કે જે તેનાથી ન બને તેવું હતું; બીજુંતો એકે તેનું અસલ વેર જુલીઆ સાથે હતું અને આટલોવાર સુધી જે તે ફાંફાં મારતો હતો તે જુલીઆનો જાંન લેવા, નહીં કે સલમનો? સલમે તો માત્ર પોતાની બાઈને મદદ કીધી હતી તેથી કેનેટનો વેરી થયો હતો; અને ત્રીજુંતો વળી તેની પેલા લાલચુ એન્ટનીને ઉંઘાડો પાડવાની ઘણી મરજી હતી, કેમકે તેના મફતના આપેલા પૈસા તેને બહુ ખુત્યા કરતા હતા, અને એટલુંજ નહીં પણ વળી તે સાથે એન્ટનીએ તેને બહુજ અપમાન આપેલું હતું. આ સઘળાં કારણોથી તેણે સલમને મદદ આપવામાં કાંઈ અડચણ નહીં જોઈ. એ સઘળું વીચારી તે હસીને બોલ્યો, "પણ સાહેબ તમને મારી મદદ શી રીતે જોઈશે. તનની, મનની, કે ધનની.

**સ૦**—ભાઈ, તારી પેહેલીએ મદદ નહીં જોઈએ, અને છેલીએ નહીં જોઈએ, મને તો માત્ર તારી જબાનની મદદ જોઈશે. પણ સબુર, પેલા બંને બુઢાઓની મદદ પણ જરાક જરાક જોઈશે.

કે૦—તેઓ વળી કોણ.

**સ૦**—પેહેલો બુઢોતો સાજનનો બાપ, અને બીજો બુઢો તો કંજુરનો બાપ.

કે૦—કેમ તેઓની મદદ શા વાસ્તે.

સ૦—તે તમને આપોઆપ દરબારમાં માલમ પડશે. બસ, મે-હેરબાની કરીને તેઓને જરા ચેતવણી આપજો કે તેઓને તે દહાડે બે ત્રણ કલાકની તસદી પડશે, અને વળી એક બીજું કામછે તે પણ જો કરોતો મોટી મેહેરબાની. મારા આવા સંકટના વખતમાં જો તમારી કીમતી મદદ મને આપશોતો હું તમારૂં એહશાન કદી ભુલી નહીંજાઈશ.

કે૦—વળી બીજું શું ! તે વળી હું આવતી કાલે આવીશ ત્યારે કરીશ. હમણાંતો આ બંનેને મને ખબર આપવા દો.

સ૦—જેમ તમારી મરજી.

કે૦—ચાલો ત્યારે હું જાઉંછું.

સ૦—સુખેથી, પણ એટલી મારી અરજ કબુલ કરો કે આવતી કાલે તમો આવો ત્યારે થોડાંક કાગળ, કલમ, અને સહી લઈ આવો, કેમકે બીજા સાક્ષીઓ જેઓ બહાર ગામછે તેઓને કાગળ લખી બોલાવવાછે.

કે૦—ઓહો, તમોતો બહુ તૈઆરીઓ કરોછો.

સ૦—બધું સામટું તમને ન્યાયાધીશ સનમુખ માલમ પડશે.

કે૦—ચાલો ત્યારે હું જાઉંછું. અને તમે કહ્યુંછે તે પ્રમાણે લઈ આવીશ.

બીજે દહાડે પણ કેનેટ તેજ રવેશે કેદખાંનાંમાં દાખલ થયો અને સલમને મળ્યા પછી પોતે જે સાથે કાગળ, કલમ ને શાહી લાચો હતો તે સલમને આપી. અને સલમે જુલીઆનો બુઢો બાપ જે વે-નીસથી થોડેક દુર રેહતો હતો ત્યાં, તેની છોકરી ઘણા જુલમમાંછે તેથી તેણે એ તરફ આવવા વીશે લખ્યું. તે લખ્યા પછી તેને એ કાગળ કેનેટને આપ્યું કે જેને ઘર જાતી વખતે ટપાલમાં નાંખ્યું. આવી રીતે સલમે પેલા ત્રણ બુઢાઓને પોતાના સાક્ષી તરીકે રોકી રાખેલા હતા, અને તેને પોતાના બચાવમાં સચ્ચાઈ સીવાય બીજા કશા ઉપર આધાર રાખ્યો હતો નહીં. તે વારેવાર કેનેટને કહેતો કે તેનો સઘળો આધાર સચ્ચાઈ ઉપરછે, અને દરબારમાં તે સઘળું સાચું અને જે બીના ખરેખરી બનેલીછે તે સીવાય બીજું કાંઈ બોલનાર નથી.

---

## પ્રકરણ ૩૪ મું.

## સલમની તપાસ.

હવે આપણે જો બીજી બાજુએ જોઈએ તો એન્ટનીએ સલમ ઉપર મુકરદમો ચલાવવાની કાંઈ પણ તૈઆરીઓ કીધી હતી નહીં, તેતો માત્ર સલમના પોતાને મોઢેજ વાંક કબુલ કરવાની બીનાથી ધરાયો હતો કે એનેતો જરૂર શીક્ષા થશેજ. સલમે પોતાથી બનતી સઘળી તૈઆરી કરી પોતાનો બચાવ એક કાગળ ઉપર લખી કાઢયો હતો. એ રીતે સાત દીવસ પુરા થયા અને આઠમે યાને બીજે દીવસે સલમની તપાસ ચાલનાર હતી. ગામમાં બધા લોકો ખુબ જોસમાં આવ્યા હતા અને સરવે તે તપાસ સાંભળવા જવાની વાતો કરતાં હતાં. બીજે દીને સહવારના દસ વાગે સલમને સીપાઈઓએ દરબારમાં લાવી ઉભો કીધો. દરબારમાં લોકોની ભીડનો તો કાંઈ પારજ નહીં રહયો, અને ખુનીનું મોઢું સરવે જણ જોવાની ખાયસ બતાવતું, અને તેથી મહા કચડાકચડી ચાલતી હતી અને જેબી કોઈ તેનું મોંહ જોઈ આવતું તે તેની ઉભું રેહેવાની ઢબછબ, અને તેની હીમતનાં વખાણ કરતાં. એવી તેની ચાલથી સૌ કોઈ તેને નીરદોશ ધારતું. પણ જયારે સલમ પોતેજ ખુનનો વાંક કબુલ કરતો ત્યારે સર્વ લોકો અજાયબ રેહતાં કે આતે કઈ તરેહનું માણસછે. આ વખતે એન્ટનીતો ખુબ દમાંમમાંજ પોતાના પોશાકમાં બેઠા હતા, અને સરકારી ધારાના હીમાયતી સાથે ખુબ વાતમાં મશગુલ હતા. ગામના ઘણુંકરીને બધા લોકો એને પીછાણતા હતા, કે તે મહા લાલચુછે અને તેથી સરવે લોકો તેની તરફ ધીઃકારની નજરથી જોતા હતા. તેની સાથે વળી જોવા લાયક બનાવ એ હતો કે પેલા ત્રણે બુઢાઓ પણ એકએકની પાસે ખુરશી લઈ બેઠા હતા. સાડાદસ કલાકે ન્યાયાધીશે ખુરશી લીધી ને સરવે ઠેકાણે ચુપચાપ થઈ ગઈ. એ ન્યાયાધીસ એક ઘણોજ અપક્ષપાત માણુસ હતો અને તે વખતની પોતાના ગામની પોલીસ વીશેનાં સઘળાં ભોપાળાંની તેને ખબર હતી અને તે ખાતું સુધારવાની તેણે વેનીશની સરકારને ઘણીવાર ભલામણ કરી હતી. તે કોઈની પણ રાખરખાવત રાખતો નહી હતો અને ખરાંનું ખરૂંજ, અને ખોટાનું ખોટુંજ કરતો હતો. થોડીક પળમાં તેણે સરકારી ધારાના હીમાયતી રોમસને કજીઓ ચલાવવાની રજા આપી, જે સાંભળી રોમસ ઉઠયો અને નીચે પ્રમાણે બોલવા લાગ્યો.

"નામદાર, ન્યાયાધીશ, આ કજીઓ એટલો તો ટુંકો અને સહેલોછે કે મને તમો સાહેબને કહેવાને ઘણો વીલંબ લાગશે નહી. જે બંધવાને ખુની તરીકે તમ સનમુખ ઉભો કરયોછે તે ઘણોજ લુચો શખ્સછે, અને કોઈ પણ અજાણ્યું માણસ એનું મોંહ જોઈ કહેશે કે એ મહા પાપી અને ખુની હોવો જોઈએ.

**ન્યાયાધીશ**—એ કાંઈ તમારી રીત નહી હોય કે તમો એની ઉપર અન્યાય સાબેત કર્યા વીના એને એ પ્રમાણે બોલોછો.

**રોમસ**—નામદાર સાહેબ, સાબેત કરવાની કાંઈ જરૂર નથી કેમકે બંધવો પોતાને મોંઢેજ ખુનનો વાંક કબુલ કરેછે, અને તેથી હું ધારૂં છું કે તમો નામદાર એને ધારાની ઘટતી શીક્ષા કરશો.

**ન્યા૦**—જો, એ પોતાને મોઢેજ કબુલ કરતો હોયતો ઠીકછે. (સલમ તરફ જોઈને) શું તમે ખુનનો વાંક જે તમારી ઉપર મેલાએલોછે તે કબુલ કરોછો ?

**સ૦**—(નમીને) હું ઘણોજ અજબછું નામદાર સાહેબ, કે મેં કોનું ખુન કરયુંછે તે રોમસ બોલતા નથી. હું કબુલ કરૂંછું કે મેં એક શખ્સને મારીનાખ્યોછે.

**રો૦**—તમે એક કંજુર નામના ગૃહસ્થનું ખુન કરયુંછે.

**સ૦**—(અનકારાથી) તે ગૃહસ્થ હતો કે કોણ હતો તે હું પછી પુરવાર કરીશ. પણ તેની આગમચ (ન્યાયાધીશને) નામદાર સાહેબ, મને કયા ધણીએ અને કેવી રીતે પકડયોછે તે વિશે હું તમારી આગળ કાંઈ કહેવા માગુંછું, જે હું આશા રાખુંછું કે તમો મને કહેવાની રજા આપશો.

**ન્યા૦**—તમને તમારો બચાવ કરવાની દરેક તક આપવામાં આવશે.

**સ૦**—(નમીને) મોટી મેહેરબાની સાહેબ, ત્યારે હું એક કેનેટ નામના શખ્સને શાક્ષીના પાંજરામાં બોલાવવા માગુંછું.

કેનેટનું નામ બુમ પાડયાથી, કેનેટ પાંજરામાં આવી ઉભો. આ જોઈ એન્ટનીતો બાપડો સફેત પુણી જેવો થઈ ગયો અને રોમસને તે વીશે કાંઈક વાંધો લેવા કહયું, પણ રોમસે કહયું કે એમ બને નહીં; કેનેટ આવી ઉભા પછી સલમે પોતાના ગજવામાંથી એક કાગલ કાઢી તેમાં જોઈ બોલ્યો "મીસ્તર કેનેટ, તમોને જે કાંઈ પુછવામાં આવશે

તે સોગન ઉપર પુછવામાં આવશે, વાસ્તે જે કાંઈ હું પુછું તેના ખરા અને સાચા જવાબ આપવા.

કે૦—ઠીકછે.

સ૦—તમે એન્ટનીને ઓળખોછો?

કે૦—હા.

સ૦—તેઓ કોણછે?

કે૦—માણસછે. (હસાહસ)

સ૦—અરે તે શું ધંધો કરેછે?

કે૦—નોકરી કરેછે.

સ૦—કયા હોદાપરછે?

કે૦—પોલીસ ખાતાંમાં એક અમલદારછે.

સ૦—તેની ચાલ વિશે તમે કાંઈ જાણોછો?

રોમસે આ સવાલ વીશે વાંધો લીધો પણ ન્યાયાધીશે તે વાંધો કબુલ રાખ્યો નહીં.

કે૦—હા.

સ૦—તે કેવીછે. સારી કે નરસી?

કે૦—ઘણીજ નરસી.

સ૦—શી રીતે નરસીછે? શું કાંઈ લોકો ઉપર જુલમ પાડેછે?

કે૦—હા, ઘણોજ. તે એક હરડતો લાલચુછે.

સ૦—તે બોલવાની તમને શી સાબેતીછે?

કે૦—કેમકે એકવાર તેઓએ મારી પાસેથી લાલચ લીધી હતી.

સ૦—કેટલીક?

કે૦—એકહજાર સોનાના શીક્કા.

સ૦—સાને વાસ્તે?

કે૦—મારા કોઈક દુસ્મનો ઉપર મારે વેર લેવું હતું તેથી તેમને માત્ર પકડાવી હેરાન કરવા હતા.

સ૦—તે પ્રમાણે એન્ટનીએ કીધું?

કે૦—કીધું ખરૂ, પણ કામ અધુરૂ રેહેવા દીધું અને મને બહુજ-અપમાન આપી કાઢી મુકયો. (હસાહસ)

સ૦—કાંમ અરધું શી રીતે રેહેવા દીધું?

કે૦—કેમકે તેઓ મારા ખરા દુસ્મનોની વતી કોઈ બીજા ભલતાઓનેજ પકડી લાવ્યા.

સ૦—તેઓ કોણ હતા?

કે૦—મને પેહેલાંતો કાંઈ ખબર પડી નહીં પણ પાછળથી તપાસ કરતાં માલમ પડયું કે આપણા ગામનો જાણીતો વેપારી પ્રોટયુસ, અને તેનો કોઈ દોસ્ત મારકસ કરી હતા.

આ ઠેકાણે ન્યાયાધીસને સલમે કહયું કે નામદાર સાહેબ, હું એઓની તપાસ હાલતો બંધ કરૂંછું, અને મારકસને શાક્ષીમાં બોલાવા માગુંછું. મારકસ આ સાંભળી બહુજ ગભરાટમાં પડયો પણ પોતે જાતે સાચો અને પ્રમાણીક માણસ હોવાને લીધે તેને જુઠું બોલવાનો કાંઈ વીચાર આવ્યોજ નહીં.

ન્યાયાધીસે તેમ કરવાની રજા આપી અને મારકસ પાંજરામાં આવી ઉભો, અને તેને સલમે પુછવા માંડયું.

સ૦—તમે શું, જેવા વેનીસમાં આવ્યા તેવાજ થોડાક કલાકમાં પકડાઈ ગયા હતા?

મા૦—હા.

સ૦—તમને કોણે પકડયા હતા?

મા૦—એન્ટની નામના અમલદારે.

સ૦—શા વાંકને લીધે?

મા૦—મને તે ખબર નથી.

સ૦—ત્યારે શું અમથાજકે?

મા૦—પાછળથી અમને તેના સીપાઈઓ આવી કાંઈ ખુનનો વાંક કબુલ કરાવતા હતા. પણ અમોતો તે વીશે બહુજ અજાણ રેહેતા.

સ૦—ત્યારે તમે શી રવેશે છુટયા?

આનો જવાબ દેતાં મારકસ જરા અચકાયો. પણ સલમે ફરીથી જોસમાં પુછયાથી તે બોલ્યો.

મા૦—લાલચ આપીને.

સ૦—કોણને?

મા૦—એન્ટનીને.

સ૦—તમે શું આપ્યું?

**મા૦**—મેં તેને ત્રણ હજાર સોનાના શીકા આપ્યા, અને મારા દોસ્ત પ્રોટયુસે નવહજાર આપ્યા.

**સ૦**—આવી ચાલને તમે ખરાબ કહેશો કે સારી ?

**મા૦**—અલબત ખરાબ.

આ સાંભળી લોકોમાં બહુ ગડબડ ચાલવા લાગી અને સરવે જણ સલમની હીમત ઉપર આફરીન કરતાં અને તેનાં બહુજ વખાંણો ગાતાં અને એન્ટની ઉપર સઉ લોકો થુ થુ કરવા લાગ્યાં, એવા તેના ધભરાટમાં વળી સલમે તેને સાક્ષીના પાંજરાંમાં બોલાવવાની ન્યાયાધીશને અરજ કરી જે બહાલ રાખવામાં આવી, અને એન્ટની ધ્રુજતો પણ જરા બહારથી હીમત રાખતો આવી ઉભો.

**સ૦**—તમે જયારે પ્રોટયુસ અને મારકસને ખુની તરીકે પકડયા ત્યારે તમે પેહેલાના ઘરના ઝાડા લીધા હતા ?

**એ૦**—(હીમતથીજ) અલબતાં તેતો લેવાજ જોઈએ તેમાં પુછવાનું શું.

**સ૦**—હા, એમછે ત્યારે શું તમે એમ ધારોછો કે મુવેલી લાસ કયાંઈ સંતાડવામાં આવે કે દાટવામાં આવે ?

**એ૦**—અલબતાં દાટવામાં આવે એમાં શી નવાઈ.

**સ૦**—ત્યારે તમે ઘરના ઝાડા શા વાસ્તે જોયા ?

**એ૦**—મારી મરજી થઈ ને મેં જોયા.

આ સાંભળી સરવે લોકો તેની બેવકુફાઈ ઉપર હસવા લાગ્યાં.

**સ૦**—ત્યારે દાટેલી હોવી જોઈએ, તો તમે જગ્યા ખોદીને શોધી હતી ?

**એ૦**—હા, તેમ થવુંજ જોઈએ.

**સ૦**—શું તમને તે લાશ મળી હતી ?

**એ૦**—હા.

**સ૦**—જયારે તમને તે મુએલી લાશ મળી ત્યારે તમે તેનું શું કીધું ?

**એ૦**—(અચકાતો) મેં તે લાશ બહાર કાઢી નાખી.

**સ૦**—(જોસમાં) તમે તપાસીને બોલો સાહેબ. હું કહુંછું કે તે લાશ તમે નથી કાઢી અને ત્યાંનીત્યાંજ દાટીછે.

**એ૦**—(ધભરાઈને) હા, ખરી વાત, તે મને યાદ નહીં રહી.

**સ૦**—આવી વાત જયારે તમને યાદ નહીં રહી ત્યારે તમેં તમારા હોદાને લાયક દીસતા નથી. વારૂં ત્યારે તે લાશ બહાર નહીં કાઢવાનો સબબ શો ?

એન્ટની આ સવાલનો જવાબ દેવાને બહુજ ગુંચવાડામાં પડયો કારણ કે તેનું જુઠું કે સાચું કારણ આપી શકયોજ નહીં, પણ જયારે ન્યાયાધીશે તેની ઉપર ઘણુંજ દબાણ કીધું ત્યારે તે બોલ્યો "કારણ કે કાંઈક વધુ લેવાની તેઓ પાસેથી મને આશા હતી."

આ જવાબથી તેની પુરીજ ફજેતી થઈ ગઈ, અને લોકો બહુજ જોસમાં આવી મોટી ગડબડ કરવા લાગ્યા, અને ન્યાયાધીશને તેમાંના એકજણે એન્ટનીને પકડાવવાની અરજ કીધી.

ન્યાયાધીશ જે આવી ચાલથી ગુસ્સે થયો હતો, અને વળી લોકોના આવા કકળાટથી તેને એન્ટનીને હાલને કાજ તો જપ્તીમાં રાખવાનો હુકમ કીધો, અને તરતજ એન્ટનીના હાથ અને પગમાં બેડીઓ ઠોકાઈ. જે જોઈ લોકો ખુશ ખુશ થઈ ગયાં, અંતે કેટલીએક મેહેનતે જયારે ગડબડ નરમ પડી કે ન્યાયાધીશે સલમને કહયું કે "એના પકડાવાથી કાંઈ તમો ખુનના વાંકમાંથી નીકળી શકતા નથી. તમે તો તમારે મોઢેજ કબુલ કરોછો તેથી તમને શીક્ષા થવી જોઈએ.

સ૦—નામદાર સાહેબ, મેં શી રીતે, અને શા સબબથી ખુન કીધુંછે તે દેખાડવાની અરજ કરૂંછું.

ન્યા૦—ચલાવો ત્યારે.

સલમે તે વખતે કંજુરના બાપને સાક્ષીમાં બોલાવ્યો.

સ૦—શું તમારા દીકરાનું ખુન થયુંછે?

બુઢો—હા, સાહેબ.

સ૦—તેઓ શું ધંધો કરતા હતા?

પેહેલાંતો આનો જવાબ દેતાં બુઢો બહુજ શરમાયો, પણ પાછળથી બોલ્યો "તેઓનો ધંધો તો લુટફાંટ અને ખુન કરવાનો હતો.

આ સાંભળી વળી લોકો ત્રાહી, ત્રાહી કરવા લાગ્યા અને ન્યાયાધીશ પણ બહુજ ગુસ્સે થયો.

સ૦—તમને કાંઈ ખબરછે કે તમારા દીકરા કંજુરના મરણની થોડાક દીવસ અગાઉ તમારે ત્યાં કોઈ શખ્સ ઘડીએ ઘડીએ આવતો હતો?

બુ૦—હા, ખબરછે. અને હું ધારૂંછું કે હમણાંજ તેવો કોઈ આવ્યો હતો ખરો.

સ૦—(ઘભરાઈને) તે વીશે હું કાંઈ તમને પુછતો નથી, અને વળી તમને બીજું કાંઈ યાદછે કે એક દીવસે કોઈ શખ્સ તે આદમીનો

દોસ્તછે એવું બહાનું કાઢી તમારા ઘરના પેહેલે માળે બેઠો હતો, અને પછી થોડાક વખતમાં ચાલી ગયો હતો.

બુ૦—હા, તે મને બરાબર યાદછે. હું ધારૂંછું કે તેની ધબછબ તમારા જેવી હતી.

સ૦—હા, તે હુંજ હતો અને મારી શેઠાણીને મારી નાંખવાની ગોઠવણ ચાલતી હતી, તે સાંભળવા આવયો હતો. એ વિશેની તમને કાંઇ ખબરછે ?

બુ૦—હા, તે ખરી વાત. તે કોઇ અમારા મોહોલામાંનીજ સ્રીને મારીનાંખવાની ગોઠવણ કરતો હતો.

સ૦—હું તે સ્રીનો નોકર થાઉંછું અને મારી શેઠાણીને બચાવવાજ મેં તમારા દીકરાને મારી નાંખ્યો હતો.

ન્યા૦—(સલમને) તમે શું એમ દેખાડવા માગોછો કે તમે તમારી શેઠાણીના બચાવમાં એનું ખુન કીધું હતું ?

સ૦—હા, નામદાર સાહેબ, તેમજ હતું.

ન્યા૦—ત્યારે તો તમો કાયદા પ્રમાણે નીરદોશ ઠરોછો, પણ શું તમારી શેઠાણી જીવતીછે ? જો તેમ હોય તો તેને આંહી બોલાવવી પડશે.

આ સાંભળી પ્રોટયુસ ઘભરાટમાં પડયો, પણ પછી બોલ્યો કે "નામદાર ન્યાયાધીશ, બંધવો જે સ્રી વીશે બોલેછે તે મારી બાએડી થાયછે અને તે હાલ લગાર બીમારછે.

ન્યા૦—પણ ત્યારે એકલી તેની શાક્ષી ઉપર આ બંધવાનું ખરૂં અથવા ખોટું બોલવું આધાર રાખેછે. તે જો કહે કે તેનો બચાવ કરતાંજ આ બંધવાને ખુન કરવાની ફરજ પડી તો એને છોડી મુકવો પડશે.

પ્રો૦—નામદાર સાહેબ, એ બંધવો મારો નોકર થાયછે અને હાલ હું મારી કહેવાની ફરજ સમજુછું કે એ ઘણોજ બેવફા અને નીમકહરામ નીવડયોછે, અને મને વધારે કહેવાની શરમ લાગેછે કે એ અને મારી બાયડી એકમેકના પ્યારમો ખુબ લપટાએલાંછે તેથી તે જરૂર એ બંધવાની તરફ બોલવાને ચુકશે નહી.

ન્યા૦—તમારી બાએડીનું નામ શું ?

પ્રો૦—જુંલીઆ, સાહેબ.

ન્યા૦—ત્યારે જો તમે કહોછો તેમ જુલીઆ જુઠુંજ બોલશે તો તે જુઠું બોલેછે એવું તમને પુરવાર કરવું પડશે.

પ્રો૦—તે પુરવાર કરવાને હું અશકત છું.

સ૦—જો તમારેથી તે પુરવાર નહી થશે તો હું તમને તમારી ખાત્રી કરી આપીશ કે તે જે બોલેછે તે બોલેમાલ સાચુંછે અને આવો તેની સાથે પ્યાર બાંધવાનો મારી ઉપર એક ખોટો અન્યાય મુકી માત્ર મારૂં દીલ દુખવોછો અને મને ખરાબ લગાહોછો. નામદાર નાયાધીશ, મારી અને મારા શેઠાણી જુલીઆ વચે એક નોકર અને શેઠાણી સીવાય બીજો કાંઈ પણ સંબંધ નથી એવું દેખાડી આપું તો પછી તેના બોલવા ઉપર તમે આધાર રાખો કે નહી ?

ન્યા૦—મારેતો તે સોગન ખાધા પછી કાંઈ પણ બોલે તે ઉપર વીશ્વાસ રાખવો જોઇએ, સીવાય કે તેથી ઉલટું પુરવાર કરવાને પ્રોટયુસમાં શકિત હોય જે તેનામાં નથી એમ તેઓ કહેછે.

સ૦—સાહેબ, એ કંઈજ નહી પણ સઘળું પ્રોટયુસના વેહેમનું પરીણામછે.

ન્યા૦—તે જેબી હોય તે, ત્યારે હવે હું સરકારી કામકાજોમાં વખત ગુમાવા માગતો નથી. પ્રોટયુસ આ હું તમને આપુંછું એટલા સરકારી નોકરો તમે તમારી સાથે લઈ જઈ તમારી ઓરત જુલીઆને કાંઈ પણ કરી આંહી લાવો. જો નહી આવી શકતી હોય તો તેને પાલખીમાં પણ લાવવા ચુકતા ના.

પ્રો૦—વારૂ સાહેબ.

હવે પ્રોટયુસ કેટલાક સરકારી સીપાઈઓ અને માણસો લઈ પોતાના ઘર તરફ ચીડાતો ચાલ્યો, અને સલમ તથા જુલીઆને બહુજ ગાળો દેવા લાગ્યો.

ઘરમા ગયા પછી અને જુલીઆને બધી બીના કહયા પછી તેનો શો ઘબરાટ ? પણ જયારે તેને બધું પેલા માણસોએ સમજાવ્યું ત્યારે તે ધીરે રહીને કોચ ઉપર સુતી હતી તે બહાર નીકળી અને તેને પાલખીમાં મેલી અદાલતમાં ન્યાયાધીશ આગળ લઈ ગયા, અને ત્યાંજ તેની પાલખી મુકી. આવી તેની હાલત જોઈ સરવે કોઈ દયા ખાવા લાગ્યા અને આવી હાલતે શી રીતે પુગી હશે તેની વાતચીત થવા લાગી. ન્યાયાધીસને પણ તેની હાલત જોઈ બહુ લાગ્યું અને સલમને તેણે જલદી સવાલ પુછવા કહયું, તેથી સલમ ઉઠી બોલ્યો "તમને કોઈ એકસ રાત્રે આગગાડીના મથક ઉપર મેં મોકલ્યાં હતાં વારૂં ?

જીુ૦—(હળવેથી) હા.

સ૦—તે વીશે મેં તમને મીલાનમાં કાંઈ ખુલાસો કીધો હતોની ?

જીુ૦—હા.

સ૦—તે શું હતો ?

જીુ૦—કે મને કોઈએ મારી નાંખવાનું તરકટ કરયું હતું તેમાંથી બચાવવાને વાસ્તે.

ન્યા૦—બસ હવે મારી ખાત્રી થઈછે કે તમે જે ખુન કીધું તે કાંઈજ નહીં પણ તમારા અને તમારી શેઠાણીના બચાવનેજ કાજે હતું તેથી હું તમને હાલ નીરઅપરાધી ઠેરવી છોડી મુકુંછું.

સ૦—તે વીશે હું તમારો મોટો ઉપકારીછું સાહેબ, પણ હાલ મારી અને મારી શેઠાણીની આબરૂ ઉપર હુમલો થયોછે તેનો બચાવ કરવા દો.

ન્યા૦—જો ત્યારે તમે તમારી આબરૂ ઉપર હુમલો થયોછે એવું કહી પ્રોટયુસ ઉપર અન્યાય મુકતા હોવો તો મારે તેમને પણ હાલતો ચોકીમાં રાખવા પડશે.

સ૦—હા સાહેબ, હું તેમ કરવા માગુંછું અને હું સારી રીતે બતાવીશ કે તેઓ માત્ર મારી ઉપર ખોટો વેહેમ લઈજઈ મને હલકું લગાડેછે.

ન્યા૦—ઠીકછે ત્યારે, હું તે વીશેનો મુકરદમો આવતી કાલે ચલાવીશ, અને હાલ તેમને સરકારના સ્વાધીનમાં રાખવાનો હુકમ કરૂંછું.

આટલું બોલતાંજ કેટલાક સીપાઈઓએ આવી પ્રોટયુસને પકડયો અને પેલા પાપી એન્ટનીની સાથે ચોકીમાં લઈ ચાલ્યા. આ પછી દરબાર બરખારત થઈ. અને સલમ સરવે લોકોની ખુશાલી અને તાલીઓ વચે બહાર નીકળ્યો અને ત્યાર પછી જુલીઆની સાથે ઘર પોહોચ્યો.

---

## પ્રકરણ ૩૫ મું.

## પાપી પોતાના પાપે મરેછે; પ્રોટયુસની તપાસ.

બીજે દીવસે સહવારના દસ કલાકે દરબારમાં વળી બહુજ ગીરદી થઈ. એન્ટની વીશે લોકો ભાતભાતનાં ભાષણ બોલતાં, અને કહેછે કે જ્યારે

દુખ આવેછે ત્યારે એકદમ એક પછી એક આવ્યાજ કરેછે તેમ, આ દીવસેતો એન્ટનીની સામે તેનાજ કેટલાક સીપાઈઓ, તેના જુલમથી કંટાલી ગયા હતા તેઓજ તેની વીરૂદ્ધ સાક્ષી આપવાને તૈયાર થયા. કેમકે એન્ટની કોઈ પણ વખતે આવા સપાટામાં આવ્યો હતો નહી. સીપાઈઓ સીવાય, બીજા કેટલાક લોકો પણ જેઓ પોતાના કમનસીબે આગળ એ લાલચુની સાથે ભોગજોગે સંબંધમાં આવ્યાં હતાં તેઓ પણ આ તકે તેનું પાપ ઉંઘાડવાને બહુજ ખંતી હતાં, અને થોડાક વખતમાં જેવો સલમ દરબારમાં આવ્યો તેવાંજ કેટલાંક લોક અને સીપાઈઓએ તેને એન્ટનીની વીરૂદ્ધ કજીઓ ચલાવવામાં મદદ આપવાની પોતાની મરજી જણાવી, અને સલમને તેઓની અરજી બહાલ રાખવાને ઘણી આજીજીથી કાલાવાલા કરવા લાગ્યાં..

આહા, ત્યારે શું પેલા લાલચુનો તેઓ ઉપર જુલમ હશે ? અને કેવી રીતે તેને તેઓને આજુરદા કીધા. હશે કે પોતાની ખુશીથી અને ચાલી ચલાવીને, નહી એટલુંજ નહી, પણ સલમને પગે હાથે પડીને તેઓ એન્ટનીની વીરૂદ્ધ બોલવાને તૈયાર થયાં. આ સઘળી તેઓની મદદ લેવાની સલમે હા પાડી, અને તેણે હવે જોયું કે એન્ટનીતો પોતાની સખત શીક્ષાએ પોહોચશે. હવે પ્રોટયુસને શીક્ષા કરાવવાનું લગાર અઘરૂં કામ તેને માથે રહયું હતું, પણ તેમાંબી તેની પાસે પુરતી સાબેતીઓ હતી કે તે એક ઘણોજ કંગાળ વહેમીછે. ગયા દીવસની માફક સાડાદસ વાગતે ન્યાયાધીશે ખુરસી લીધી, અને સલમને કજીઓ ચલાવવા કહયું. તેણે ન્યાયાધીશને અરજ કરી કે પેહેલાં એન્ટનીનો મુકરદમો ચલાવવાની રજા આપવી કેમકે તે ઘણોજ સેહેલોછે, અને તેની વીરૂદ્ધ ઘણાક લોકો શાક્ષીઓ આપવાને તૈયારછે. ન્યાયાધીશે આ અરજ બહાલ રાખી, ત્યાર પછી સલમે કેટલાક સારા આશામીઓને બોલાવી અને તેઓ અને એન્ટનીની વચેના સંબંધના થોડાક સવાલો પુછયા, કે જે વીશે તેણે આગળથી બંદોબસ્ત કરી રાખ્યો હતો. ત્રણ ચારેક સાક્ષીઓ પેલા લાલચુની વીરૂદ્ધ એવીતો પડી કે ન્યાયાધીશે સલમને બીજી વધારે લાવવાનો અટકાવ કરયો, અને એન્ટનીને ઘણોક ઠપકો આપી અને માઠા શબ્દો ઓચરીને તે કમબખ્ત લાલચુને દસ વરસના સખત કેદખાનાની સજા આપી, જે સાંભલતાંજ લોકોમાં હો, હા થઈ રહી, અને સરવે લોકો ખુશી થઈ ગયાં, અને સલમનેતો જાણે

કોઈ મોટો ફરેસ્તોજ સમજવા લાગ્યાં. સરવે તેની તરફ અજાયબીથી ટીકી ટીકીને જોતાં અને આફરીન, આફરીન, પોકારતાં, અને એન્ટની-ની તરફ ધીકાર બતાવતા, અને તેની ઉપર કેટલાંક લોકોએતો ભીડમાં છુપાઈને ખાસડાં પણ મારયાં. લાલચુ, લોભી, જુલમી, દલદર અને પાપી, એન્ટનીને હવે દરબારમાંથી બહાર લઈ જવામાં આવ્યો અને તેની પછવાડે ઘણાક લોકો તેને થુ, થુ, કરતા તેની પાછલ ગયા.

હવે અહીંયાં દરબારમાં ન્યાયાધીશે સલમને પ્રોટયુસની સામેનો કજીઓ ચલાવવાનો હુકમ કીધો. સલમ હીમતથી ઉઠયો અને સાજનના બાપ ગ્રેટનને સાક્ષીમાં બોલાવવાની અરજ કરી, જે અરજ બહાલ રાખવામાં આવી અને ગ્રેટન કાકા પાંજરામાં આવી ઉભા.

**સ૦**—તમારો એકનોએક બેટો સાજન કરીને હતોની ?

ગ્રે૦—હા, સાહેબ.

**સ૦**—તેઓને કોઈ જુલીઆ નામની ઓરતની વીંટી ચોરવાના વાંકને સારૂં કેદખાનામાં નાંખ્યા હતા, શું ?

ગ્રે૦—હા, મેહેરબાન.

**સ૦**—તમે તથા તમારો દીકરો ગામમાં તે વખતે આબરૂદાર માણસ ગણાતા હતા કે નહી ? અને તમારી પાસે સારી દોલત હતી કે નહી ?

ગ્રે૦—હા, અમો આબરૂદાર છીએ અને અમારી પાસે પૈસોબી બહુ હતો.

**સ૦**—ત્યારે ચોરી કરવાની શી જરૂર ?

ગ્રે૦—અમો એક વચનથી બંધાએલા હતા.

**સ૦**—શું કોઈએ વિશ્વાસઘાત કીધો હતો ?

ગ્રે૦—હા સાહેબ, ઘણીજ હીચકારી રીતે અમારો તે ધણીએ વીશ્વાસઘાત કીધો હતો.

**સ૦**—તે ધણી કોણ હતો ?

ગ્રે૦—આ સામે પ્રોટયુસ ઉભાછે તેઓ.

**સ૦**—તેઓ સાથે તમારો સંબંધ શી રીતે થયો અને શું, શું બન્યું તે ખરેખરૂં કહો.

આ ઠેકાણે ગ્રેટને કેવી રીતે પ્રોટયુસના વચનથી તે બંધાયો હતો, તેમાં તેને કેવો દગો થયો હતો, તેથી તેના બેટાનું કેવી રીતે કેદમાં પડવું થયું હતું અને અંતે તેનો એકનોએક બેટો, જે મરણ પાંમ્યો હતો તે સઘળું કહયું.

આ સાંભળી લોકોમાં પ્રોટયુસ વીશે બહુ ધીકાર છુટયો, જે તેઓ પોતાની ગડબડથી બતાવતા હતા.

**ન્યા૦**—આ સાક્ષી ઉપરથી તમે શું બતાવવા માગોછો ?

**સ૦**—નામદાર સાહેબ, પ્રોટયુસ કેવો વેહેમીછે અને પોતાનો વહેમ પુરો પાડવા, કેવાં દગાનાં અને વિશ્વાસઘાતના કામો કરેછે તે બતાવવા માગુંછું. જે ધણી પોતાના ખોટા વેહેમને થકી વીશ્વાસઘાત કરવાને પણ ચુકે નહી, ત્યારે મારી ઉપર ખોટો અન્યાય મુકવાને કેમ પછાટ પડે, અને હમણાં એ બાઈની જે મરણતોલ હાલત થઈછે તે કંઈજ નહી પણ એના વેહેમથીછે. જયારે એનો વેહેમ એટલો સખ્ત કે, તે એક નીરદોષ ઓરતને દુખી કરવામાં પણ ચુકે નહી ત્યારે આવો ખોટો અન્યાય મારી ઉપર કેવી ધારણાથી મુકાય, તે તમારે વીચારી લેવું સેહેલછે.

**ન્યા૦**—તમે તપાસીને બોલો, હવે તમારે પુરવાર કરવું પડશે કે જુલીઆની જે હાલત હમણાં થઈછે અને જે મેં ગઈ કાલે જોઈછે તે પ્રોટયુસના વેહેમથીજછે.

**સ૦**—નામદાર ન્યાયાધીશ, તે પુરવાર કરવાને હું શકિતવાનછું, અને તે વીશે પ્રોટયુસના દોસ્ત મારકસને શાક્ષીમાં બોલાવવા માગુંછું.

આ અરજ બહાલ રેહેવાથી મારકસ શાક્ષી આપવા આવી ઉભો.

**સ૦**—તમે પ્રોટયુસને સારી રીતે પીછાણોછોની ?

**મા૦**—હા.

**સ૦**—તેની ચાલચલણ વિશે તમે શો વિચાર આપશો ?

**મા૦**—તે ઘણોજ પ્રમાણીક વેપારીછે.

**સ૦**—(અનકારાથી) તે વીશેતો હમણાંજ સરવે જણે જાણ્યુંછે કે તેણે કેવો દગો કીધો હતો. તે વીશે હું તમોને પુછતો નથી. તેની ઓરત તરફની તેની ચાલ કેવીછે ?

**મા૦**—(લગાર અચકાતો) **જરાક** કડણછે તો ખરી.

**સ૦**—તમે જરાક શાને કહોછો તે હમણાં માલમ પડી આવશે. વારૂં, ત્યારે જુલીઆ જયારે પેહેલી મીલાનથી ઘરમાં આવી ત્યારે તે કેવી હાલતમાં હતી તે કહી દો.

**મા૦**—ઘણીજ સારી હાલતમાં.

**સ૦**—અને હમણાંની તેની તમે હાલત જોઈછે ?

**મા૦**—હા.

**સ૦**—તે શાથી થઈછે ? જો તપાસીનેજ બોલજો કેમકે તમે લગાર પણ આડું બોલ્યાછો તો તે પુરવાર કરવાને મારી પાસે સઘળા સાધનછે." સલમે જોકે આ વખતે ખોટો દમ તેને આપ્યો હતો અને મારકસ તેની આટલા વખતની હુશીઆરી જોઈ જે દંગ થઈ ગયેલો હતો તે હવે આ સાંભળી ઘભરાયો અને ખરેખરૂં કહી દેવાનો વિચાર બાંધ્યો, નહીતો કે રખે પ્રોટયુસની સાથે તેનો પણ ઘાણ વળી જાય, તેથી તે બોલ્યો—

**મા૦**—તેમના જુલમથીજ હશેતો ?

**સ૦**—શી રીતનો જુલમ હતો.

**મા૦**—(અચકાતો) તેને ખાવા પીવાનું થોડું આપતો.

**સ૦**—અને બીજું કાંઈ ? મારતો હતો કે નહી ?

**મા૦**—હા.

**સ૦**—ત્યારે તમે તે કેમ નહી બોલ્યા. વારૂં શાને સારૂં મારતો અને ભુખમરો પાડતો.

**મા૦**—તે બેવફા થઈછે એવું તેની ઉપર બોહોતાંન મેલતો હતો.

**સ૦**—તેમ કરવાને તેને કાંઈ કારણ હતાં ?

**મા૦**—મારા જાણવા પ્રમાણેતો કાંઈજ ન હોતાં.

આ વખતે પ્રોટયુસે ઉઠી મારકસને તપાસવાની ન્યાયાધીશને અરજ કરી જે અલબતાં બહાલ રહી અને પ્રોટયુસે બીતાં બીતાં પુછ્યું.

**પ્રો૦**—તમે સલમને જુલીઆની ચાકરી કરતાં જોયો હતો ?

**મા૦**—હા, ઘણીએ વેળા.

**પ્રો૦**—તે શું મારા હુકમથી ચાકરી કરતો હતો ?

**મા૦**—નહી, તે પોતાની મેળેજ કરતો.

**પ્રો૦**—તે જુલીઆને ઓરડામાં છુપી રીતે ખાણું આપતો હતો કે નહી ?

**મા૦**—હા, આપતો હતો.

**પ્રો૦**—તે મારા હુકમની વીરૂધ્ધ હતુંની ?

**મા૦**—હા.

**પ્રો૦**—આ ઉપરથી તમને કંઈપણ શક ગયો હતો ?

**મા૦**—હા.

**પ્રો૦**—શું સક ગયો હતો ? કે સલમ અને જુલીઆ વચ્ચે કાંઈ અતલગનો સંબંધ હોવો જોઈએ ?

**મા૦**—હા.

પ્રોટયુસ આટલું પુછી બેશી ગયો અને સલમ ઉઠયો.

**સ૦**—તમારા ઘરમાં કોઈ ઘણુંજ માડું હોય, અને મરણતોલ થઈ ગયું હોયતો તમે તેની માવજત કરો કે નહી ?

**મા૦**—અલબતાં કેમ નહી ?

**સ૦**—ત્યારે તમે જુલીઆની માવજત શા વાસતે નહી કરી ? કેમકે તમે પ્રોટયુસના તાબામાં રેહેવા માંગતા હતા અને માત્ર તેને ખુશી રાખવા માગતા હતા નહી ?

**મા૦**—નહી તેમ કાંઈ હતુંજ નહી.

**સ૦**—ત્યારે તમે તેની માવજત શા સારૂં નહી કરી ? તમેતો પેહેલાં કહ્યું કે, કરવીજ જોઈએ.

આ જવાબ આપતાં મારકસ બહુજ ગભરાયો અને અંતે તે પ્રોટયુસના તાબામાં રહેતો હતો એવું કહ્યું.

**ન્યા૦**—આ ઉપરથી પ્રોટયુસ ઉપર રીબાવી મારવાનો વાંક લાગુ પડેછે, અને તમો ઉપર તેમાં મદદ કરવાનો વાંક લાગુ પડેછે.

**સ૦**—નામદાર સાહેબ, હુવે હું બતાવા માગુંછું કે જુલીઆ અને મારી વચ્ચે કેવી રીતનો સંબંધ હતો અને તેટલા વાસ્તે હું જુલીઆના બાપને તેડવા માગુંછું, જે સાંભળી લોવેથ સાહેબ પાંજરામાં આવી ઉભા.

**સ૦**—તમે મને ઓળખોછો ?

**લોવેથ**—હા.

**સ૦**—હું કોણ છું.

**લો૦**—તમે મારા અસલના વિશ્વાસુ નોકરછો.

**સ૦**—હું તમારે ત્યાં કેટલી ઉમરથી ચાકરી રહ્યો હતો.

**લો૦**—તમે અગીયાર વરસના થયા ત્યારથી તમને મારી છોકરી જુલીઆની નોકરીમાં રાખવામાં આવ્યા હતા.

**સ૦**—અને તે વખતે તમારી છોકરી કેટલા વરસની હતી ?

**લો૦**—ચાર વરસની.

**સ૦**—વારૂં, એતો થયું. હવે જુલીઆના પરણ્યા પછી એક દહાડે તમે તેને મળવા આવ્યા હતાની ?

લો૦—હા, કેમ.

સ૦—તે વખતે આગળ કોણ કોણ હતું.

લો૦—જુલીઆ, તમે અને હું.

સ૦—તમે શા વાસ્તે આવ્યા હતા ?

લો૦—જુલીઆની તબીયત પુછવા.

સ૦—તેટલા વાસ્તે તમને છેક લાંબેવેરથી કેમ આવવું પડયું !

લો૦—કેમકે મેં તેનો ખાવીંદ પ્રોટયુસ વેહેમીછે, અને તેના હાથ નીચે કોઈ માણસો ટકતાં નથી એવું સાંભળ્યું હતું.

આ પછી સલમ બેસી ગયો.

હવે ન્યાયાધીશે પ્રોટયુસની ચાલ તરફ ટીકા કરતાં કહ્યું કે એ સઘળી ખરાબીઓનું બી, માત્ર પ્રોટયુસનો ખોટો વેહેમજ હતો.

આટલી દલીલો સાંભળ્યા પછી ન્યાયાધીશે પોતાના વીચારો તે કજીઆ વીશે લંબાણથી કહી સંભળાવ્યા. જેમાં તેને વેહેમી માણસોથી ઘણા ગેરફાયદાઓ, અને સંસારની ઉપર તેવાઓથી કેવી માઠી અસરો થાયછે તે કહ્યું. તેને વધારે જણાવ્યું કે બીજાઓનો વેહેમ કેટલીક ચોકસ હદથી બહાર જાતો નથી અને ચોકસ હદ સુધી તે ફાયદા ભરેલો પણછે. પણ જયારે તેની હદની બહાર એક તસુ પણ કોઈ જાયછે ત્યારે તેને ઘણાંજ માઠાં પરીણામો ચાખવાં પડેછે. પ્રોટયુસ તો હદથી બહાર ઘણાજ ગએલાછે અને તેમને ઘણાં કડવાં ફળો ચાખવાં પડશે.

સંસારમાં વેહેમી માણસ એક ઝેરી હથીઆરની માફકછે કે જે હથીઆરથી જેમ હજારો માણસોનો જાન જાયછે તેમ વેહેમીઓથી હજારો વચે કજીઓ પેદા થાયછે, અને કોઈવાર એટલો હદ સુધી જાયછે કે બે ચાર પ્યારા જાનોની પણ ખુવારી થાયછે. વેહેમી દુનીઆમાં એક ચંગારીની માફકછે કેમકે એક ચંગારીથી ઘરો, મોહોલ્લાઓ, બલકે શેહેરો પણ કોઈવાર બળી જાયછે, તેમ પ્રોટયુસ જેવાના વેહેમથી કોઈ હજારો વચે અથડાઅથડી ચાલેછે અને સૌ એકમેકને પોતાના દુશ્મનો સમજી રેહેછે. વેહેમી સાથે કામ પાડવું એ એક જંગલી જાનવર સાથે કામ પાડવા બરાબરછે. મોટાં મનની અને કેળવણીની ગેરહાજરીમાં વેહેમનું જોર બહુ વધેછે. અપટ માણસો હંમેશાં ઘણું કરી વેહેમી હોયછે. દુલડાઈ એ વેહેમનો એક મુખ્ય વજીરછે કે જેથી

વેહેમીને લોકો ઉપર વગર સમજણના હુમલા કરવા ઘણા સહેલા પડેછે. એક પૈસાવાળો વેહેમી થોડાક વરસોમાં પોતાની આબરૂ તથા દોલત હોય તો તે ખોઇ દીએછે, અને એક ન્યાતબારા ભીખારી જેવો થઇ પડેછે, તેથી આટલા લોકોની ઠઠ જે મારી સામે ઉભીછે તેમને હું મારી તરફથી ચેતવણી આપુંછું કે બનતાં સુધી કોઇએ કદીબી વેહેમી સાથે કામ પાડવું નહી. ત્યારપછી તેને કેટલાક કાચા કાનના માણસોના દાખલા આપ્યા, અને તેઓની તેવી ચાલથી સંસારમાં અને દુનીઆદારીના કામકાજોમાં અડચણો પડી હતી અને તેમાથી કેવા. કેવા કજીઆ ઉતપન થયા હતા, અને તેઓને કેવી કેવી સખત શીક્ષાઓ થઇ હતી તે લંબાણથી કહી જણાવી. તેને એકજ મોહડેની, એકજ બાજુની વાતો સાભલનારાં કરતાં એક વેહેમી માણસને વધારે ખરાબ હેડવ્યો કેમકે પેહેલી જાતનું માણુસતો કોઇના પણ કહેઆથી ખોટો વીચાર કરેછે, પણ વેહેમી માણસતો જે જે બીનાઓ તેની નજરે માત્ર પડી હોય તેને હંમેશાં જે ખરી બીના હોય તેથી ઉલટી વીચારેછે, જોકે તેમ કરવાને તેને કાંઇપણ કારણ હોતું નથી. તે દરએક બાબત પોતાને માથે અમથી ખોટી ઓઢી લીએછે કે લોકો જેબી વાતો કરતાં હશે તે તેનેજ માટે હશે, એથી ઘણીક ખરાબીઓ થાએછે અને ભએઅંકાર પરીનામો નીપજેછે.

પ્રોટયુસે જેવો વગર સમજણનો હુમલો સલમની આબરૂ ઉપર કર્યો હતો તે કાંઇજ નહી પણ એક તેના વેહમનું પરીનામ હતું. સલમની આબરૂ ભર દરબારમાં પ્રોટયુસે લીધીછે એવું સાબેત થાયુંછે અને તેથી હું એ વાંકને સારૂં એઓને છ મહીનાના સખ્ત કેદખાનાની શીક્ષા કરૂંછું.

હવે સલમે એક વાંક પુરવાર કરવા જતાં પ્રોટયુસ ઉપર તેની બાએડી જુલીઆપર ઘણોક જુલમ કીધોછે અને જે જો બીજા થોડા દીવસ સુધી માલમ નહી પડતે, તો અલબતાં જુલીઆનો જાન જાતે એવો અન્યાય સાબેત થયોછે, અને તે હવે જાહેર કરી પ્રોટયુસને સાત વર્શના સખ્ત કેદખાનાની શીક્ષા કરૂંછું.

---

### પ્રકરણ ૩૯ મું.

## સ્વદેશ; જુલીઆ જોગણ બની.

આવી રીતના બનાવની જયારે જુલીઆને ખબર પડી ત્યારે તેની છાતી ફાટવા લાગી. આ વખતે તેની ઉપર, બે, મોહોટા દુખોના જખમો થયા હતા. પેહેલો તો એ, કે પ્રોટયુસ જે છ મહીનાની વાટ ઉપર મીલાન કોઇ કામને બાહાને ગયો હતો, તે કાંઈજ નહી પણ એક જુઠું બાહાનું કાઢી તેની વફાદારીની તથા પાક દામાનની તપાસ લેવરાવવા ગયો હતો. એ જયારે તેને જાણ્યું ત્યારે તે અતીશય દલગીર થઈ ગઈ અને પોતાના કમ ભાગ્ય વીશે બહુ વીલાપ કીધો. જે ધણી તેની ચાલ-ચલણ અને વફાદારી ઉપર શક લઈ જઈ તેને મારી નાખવાની હદ સુધી ગયો તેવા ધણી વીશે શું વીચારવું જોઈએ તે તેણે વીચારી લીધું. પણ પ્રોટયુસના કેદખાનામાં જવાથી અને તેને આવી શીક્ષા થવાથી કોઈ કહેશે કે તે હવે રાજી થાઈ હોશે તો તેમાં તે ભુલેછે. તે રાજી પણ નહી થાઈ તેમજ નારાજી પણ નહી થાઈ. બસ તેતો જાણે દુનીઆથી કંટાલી ગઈ હોય એવું લાગતું હતું. કોઈ સાથે વાતચીત પણ તે બરાબર કરતી નહી હતી.

જેમ એક પતંગ્યું પોતાની ચોક્કસ અવસ્થામાં ચુપ આલસુની માફક એકને એક જગ્યાએ પડી રહે તેમ તેને કેટલાક દીવસો કાદ્યા.

સલમે તેને સમજાવવાની ઘણીએ વેતરણ કરી, પણ તે સઘલી ફોકટ. એ પ્રમાણે છ મહીના ગયા કેડે એક એવો બનાવ બન્યો કે જેથી જુલીઆના દુખમાં ઘણોક ઉમેરો થાયો.

પ્રોટયુસ કે જે બચપણથીજ, મોજમજાહ અને એશ અસરતમાં રહેલો તેનેથી કાંઈ આવી કેદખાનાની સખ્ત મજુરી ખમાએ ? અને પોતે વલી જાતે વેહેમી તેથી હજુર તે જુલીઆને એક બેવફા બાએડી સમજતો હતો, અને જયારે તેને જોયું કે બેવફાઈની આવી જીત થાઈ ત્યારે તે એકદમ જીવ ઉપર આવી જાતો અને ઘણોક હલાક થાતો. તે હજુર જુલીઆ અને સલમ ઉપર બહુજ ચીરડાતો અને જો છુટો મુકયો હોયતો તેઓને આખાને આખા ખાઈ જાએ એવો તે પોતાના સોબતી બંધવાઓને ગુસ્સો બતાવતો. આવી તેની રીત જોઈ તેઓ પણ તેનેથી દુર રહેવાની વેતરણ કરતા, તેથી તે હવે બાપડો એકલો

પડી ગયો અને તેની હાલતમાં વલી વધારે બીગાડો થાયો. તે એકદમ કોઈવાર મન સાથે કલાકોના કલાકો સુધી જુલીઆ અને સલમ વીશે બોલતો અને જાણે તેઓને મારવા જાતો હોય તેમ પોતે ને પોતેજ પટકાતો, અને ટુકમાં કહીએતો તે કેદખાનામાં પડયાને વરશ નહી થાયું એટલામાં દીવાનો થાઈ ગયો.

ગરીબ, કંગાલ, વેહેમી, આવી તેની હાલત જોઈ કેદખાનાના ઉપરીને તેને વીશે બહુ દયા આવી, પણ હવે પ્રોટયુસને વાસ્તે કાંઈપણ કરવાને ઘણું મોડું થાયું હતું. તેતો બાપડો હવે છેક હાથથી ગયો હતો. આવી હાલતમાં તેને બે મહીના કાઢયા અને ત્રીજે મહીનેતો પોતાના દીવાનપણામાં કાંઈક હાથમાં આવી ગયાથી આપઘાત કરી મરણ પાંમ્યો.

આ નવો જખમ જુલીઆથી નહી ખમાયો, તેણીએ જયારે પોતાના પતીનું મરણ સાંભલ્યું અને પોતાને વીધવા થએલી સમજી ત્યારે તેને દુનીઆં તર્ક કરી મઠમાં જાઈ પોતાના દીવસો કાઢવાનો નક્કી ઠરાવ કર્યો.

સલમ કે જેના ઉપકારમાં આવેલી પોતે હરદંમ સમજતી હતી અને તેનો કેમ બદલો વાલવો તે તેણે સુઝ નહી પડતો હતો, તે સલમને તેણીએ પોતાની સઘળી દોલત, માલ, પુંજી આપી પોતે મઠમાં જવાના ઠડાવથી સલમને બોલીવી કહ્યું "મારા વીશવાસુ નોકર સલમ, તુંએ જે આટલી મેહેનત કરી મારો જાન બનચાવ્યો, તે મને સુખી જોવાને અર્થે હતો, પણ હુંતો જીવતાં દોજખમાં હમણાં મને પડેલી સમજુછું; અને હજુર મરતે, તો તેજ પરવડતે; પણ તે ખોદાને મને આવું દેખાડવાનીજ મતલબ હશે તો તે દેખાડયુંછે, અને હજુર કોણજાણે આ દુનીઆના ફરેબમાં હું શી રીતે આવવાની હોઈશ, તેથી મેંતો મારી બાંકીની જીંદગી મઠમાં કાઢવાનો ઠરાવ કર્યોછે અને તેથી હું તને મારી અને મારા વાહાલા ખાવંદની સઘળી પુંજી આપી હું ખોદાની એબાદતમાં મારી જીંદગી ગુજારીશ. અને તુંએ જે મારે વાસ્તે આટલી મેહેનત લીધીછે તેથી હું ધારૂંછું કે હવે તેના બદલામાં તું એ મારી આપેલી ભેટ કબુલ રાખશે.

સ૦—બાઈ સાહેબ, હું તમને આજ ઘણે દીવસે બોલતાં સાંભળી ખુશીછું, પણ હજુર તમે નહી બોલ્યાં હતે તો તેજ સારૂં હતું. કેમકે તમે આ શું બોલોછો તે વીશે મને બહુ ગુંચવાડો લાગેછે. અરે હું તમારા વીના શી રીતે રહી શકીશ. શું મેં આટલા મહીના અને

વરશો સુધી તમારી મેહેનત કરી હતી તે આટલા વાસ્તે કે તમારી બાકીની દોલતનો હું ધણી થાઉં, અને તમો તમારા દીવસ મઠમાં ગુજારો ? શું મેં તમારો ત્રણુવાર જતો જાન બંચાચો તે વખતે મેં આવી આશા રાખી હતી કે ? શું મેં તમારી આબરૂ ઉપર જેવારે હુમલો થાયો ત્યારે મેં તેનો બચાવ શું આવી લોભની આસા ઉપર કર્યાં હતો કે ? નહી. જો હું એમજ જાનતે કે તમને આવી હાલતમાં રહેવા ગમેછે તો હું તમને પેહેલાંથીજ તે વીશેની ભલામણ કરતે.

જુ૦—અરે મારા ધણીના મરણ પછી મારૂં રાજ ગયુંછે, મારૂં તાજ ગયુંછે અને મારી બાકી રહેલી લાજ પણ હું ગુમાઉં એવી શું તારી મરજીછે. અરે આ દુનીઆં દગાખોરછે, તેની તું સાઉચેતીમાં રહેજે. દુનીઆં ઉપર વીસવાસ રાખવો એ એક ઝરી સરપ ઉપર વીસવાસ રાખ્યા બરાબરછે. મંને સુખી તે ઘણુંકરી તંને સુખી હોયછે. પણ તંને સુખી કાંઈ હમેશાં મંને સુખી હોતો નથી. તેમજ ધંને સુખી પણ કાંઈ હંમેશાં મંને અથવા તંને સુખી હોતો નથી, ત્યારે મને જયારે મનનું સુખ હોય નહી ત્યારે મારૂં તંનનું તથા ધંનનું સુખ શા અર્થનું. પૈસાવાલા કરતાં ગરીબ સુખી કહેવાએછે કેમકે તે ઘણુંકરીને મંને અને તંને સુખી હોયછે. મંન, તંન, અને ધનનું સુખી કોઈકદાચજ જડેછે વાસ્તે ઓ મારા વીસવાસુ સલમ, તું મહને મંને સુખી જોવા માંગેછે કે તંને અને ધંને.

સ૦—અલબતાં મનનું સુખ ઉતમછે.

જુ૦—ત્યારે તેવાં સુખથીતો હું બેનસીબછું.

સ૦—શા વાસ્તે તેથી બેનસીબછો.

જુ૦—અરે હવે તને શું કહું, અરે તું પ્યાર શુંછે તેને સંમજેછે, કોઈ દીવસ તુંએ પ્યારની મુર્તી જોઈછે ? અને પ્યાર વીશે તુંને કાંઈ અનુભવછે ? પ્યારની મુર્તી આંધલીછે તોપણ તે ગંજાવર કીલ્લાઓ, મોટા મેદાનો, આકાશને અડકતા ડુંગરો, હજારો મૈલ સુધીના દરીઆવો, મોટાં કાંટાના વનો, ભએઅંકાર ખાહીઓ, એ સઘલું તેની કુચ બીસાદમાં નથી. તે આંધલો છતાં એ સઘલું ઓલંગી જાયછે અને તેમાં તે દેખતાં આદમીને વીસરાવેછે. પ્યારનો આતશ જેનામાં હોયછે ત્યાં બલેછે અને વલી સાથે તે ધનીને પણ બાલતો આવેછે, તેથી હું તે આતશથી બલુંછું અને મારી ખાતરીછે કે થોડા મહીનામાં મને તે

બાલી ભસમ કરી નાખશે. ઓ પ્રોટયુસ, મારા વાહાલા ખાવંદ, મારા પતી, મારા ધણી તું કયાં ગયોછે, અરે તું સર્વગવાસ થાઈ હવે મને અહીંઆં તું શું કરવા રાખેછે, મારી તરફથી તે પ્રમકૃપાલુને તું કાંઈ અરજ કરી મને બોલાવી લેવા તેને કેહે, કે તેથી હું તારા ખુશનુમાં દીદા પાછાં જોઉં. અરે આ ફાની દુનીઆના બધાં સુખો કરતાં તારા જુલમમા પણ તારીજ પાસે રહેવામાં હું મારૂં સુખ સમજુંછું. (એક ચીસ પાડી) ઓ, અરે તું ઘણોજ ઘાટકી બન્યોછે. પેલી જેહાનનાં તું સુખમાં રહી આ જેહાંનનાં દુખમાં તુંએ મનેં નાખીછે. હાએ, હાએ, ઓ ખોદા.

આમ બોલી તે દસકે દસકે રડવા લાગી અને બેભાંન થાઈ બીછાના ઉપર પડી ગઈ.

સલમથી આ દેખાવ જોવાઈ નહી શકાયો. તે આવો હીમતવાંન અને કડણ છાતીનો હોવા છતાં પણ તે આ દુખદાએક દેખાવ જોઈ શકયો નહી, અને કોઈ દીવસ રહેલો નહી, તોપણ આ વખતે આંખમાં આંસુ આવી ગયાં. તે ઓરડામાંથી ચાલી ગયો, અને બહુજ ઉદાસ થઈ બાહાર જઈ બેઠો. તેને ખાવાનું પણ કાંઈ ગમે નહી તેથી ભુખે તે નબલો થાઈ ગયો, અને વળી એ પ્રમાણે કેટલાક દીવસો વહી ગયા. પણ હવે તેને વીચાર આવ્યો કે પોતાની બાઈને અહીંઆં રાખવાથી કદીબી તે સુખી થાય એવું લાગતું નથી, અને જો તેને મડમાં નહીં જવા દેશે તો, તે અંન અને પાણી વીના થોડા દીવસમાં મરણ પાંમશે. જુલીઆને તેને એક દીવસે તેના બીછાના ઉપરથી ઉઠાડી અને જોયછે તો તેની આગલી ખુબસુરતીનો પા ભાગ પણ તેના દીડામાં આવ્યો નહી. અંન પાણી વીના તે તવાઈ ગઈ હતી અને વળી પ્યારનો આતશ તેને અરધી બાલી નાખતો હતો. જેવી ભરેલી હતી તેવી તે દુબલી થાઈ ગઈ અને તેનામાં પુરી બેસવાની પણ શકતી ન હતી. પોતાના બાપને ત્યાં સુખમાં રહેલી તે પ્રોટયુસને ત્યાં દુખમાં આવી, અને પ્રોટયુસના મર ણપછી વધારે દુખી થાઈ ગએલી, તે હવે

માત્ર હાડપંજર જેવી લાગતી હતી. સલમે તેને ખોરાક તથા પાણી આપવા કહ્યું પણ તે તેને લીધું નહી અને પોતાની મઠમાંજ જવાની મરજી જણાવી. સલમે તેની આવી હાલત જોઈ તેને મઠમાં જવાના વીચાર સામે એક બોલ પણ બોલી શકયો નહી, અને જેમ જુલીઆના ધ્યાનમાં આવે તેમ તેને કરવા કહ્યું. જુલીઆએ સલમને પોતાના વીચારો સાથે મળતો જોઈ, અને તે તેને મઠમાં લઈજવામાં મદદ આપશે, એવું જાણી લગાર ખુશી થાઈ અને પછી સલમને કહેવા લાગી, "સલમ આ મારી સઘળી દોલત લેઈ તુંને તારે સ્વદેશ જવાની હું રજા આપુંછું, કે તારે ગામ જઈ તારા કુટુંબ કબીલા સાથે સુખમાં અને ખુશાલીમાં તારા દીવસો કાઢે.

સ૦—બાઈ સાહેબ, હું પણ તેજ વીચાર કરૂંછું. મારે હવે અહીંઆં રહેવુંજ નથી, અને હું મારે સ્વદેશ જવાનો ઈરાદો રાખુંછું. તો જોકે તમે કહ્યું તેમ સુખમાં નહી પણ દુખમાં દીવસો કાઢવાને માટે.

જુ૦—કેમ, સૌને પોતાનું મુલક વહાલું હોયછે, અને મારી ખાત્રીછે કે તું તારા વડવાઓની જન્મભુમી ઉપર ગયા પછી એકવાર પાછો સુખી થશે.

સ૦—તમે કહ્યું તે સઘળું ખરૂંછે. પણ જુઓની મારા વડવાઓએ પોતાનું ગામ મુકયાને આજ નજદીક એક સદી થવા આવીછે, અને હું ત્યાં જઈને શું કરીશ તેના વીચારમાંછું. મને કોઈ ત્યાં ઓળખે તેવું તો છેજ નહી, કે મારૂં ઘરબાર પણ ત્યાં મળે નહી. પણ માત્ર મારૂં સ્વદેશ જોઈ, હું જો મરીશ તો લગાર સુખમાં મુએલો હું મન સાથે સમજીશ, અને તેથીજ બાઈ સાહેબ, હું ત્યાં જવા માગુંછું. આ તમારી સઘળી દોલત મને તમારા સવાએ અકારીછે.

જુ૦—જેમ તારી મરજી ત્યારે તો. પણ મને તો હવે ખોદાની એબાદતમાં દીવસો ગુજારવા દે. જોકે આપણને છુટું પડતાં બહુ લાગેછે પણ તેમાં જેમ તે સાહેબનો હુકમ. હું પરમ દહાડે મઠમાં જઈ મારી બાકીની જીંદગી ખોદાની તારીફ ગાવામાં ગુજારીશ.

સ૦—(દલગીરીથી) જેમ તમારી મરજી.

જુલીઆએ હવે તે દીવસે મઠમાં જઈ પોતાનો વાસો કીધો, અને હરદમ ખોદાને યાદ કરતી પોતાના દીવસો ગુજારવા લાગી.

બીજા હાથ ઉપર સલમ પેલી જુલીઆની આપેલી સઘળી દોલત લેઈ પોતાના સ્વદેશ અરબસ્તાનમાં આવી પુગો, પણ તેને ત્યાં કાંઈજ ચેન પડયું નહી. તેનો જન્મજ વેનીસમાં થાએલો, અને તેના કેટલાક વડવાઓ પણ વેનીસમાંજ રહી પોતાના દીવસો ગુજારેલા, તેથી સલમને અરબસ્તાનમાં કોઈ પણ સગુ વાહાલું મળ્યું નહી અને તેથી તે ઝુરવા લાગ્યો. એકતો પોતાના ગામની બોલી પણ તે પુરી પાધરી જાણે નહી તેથી તે કોઈ સાથે વાતો કરવા વીના બહુજ પોતાની જીંદગીથી કંટાળી ગયો. જન્મથીજ પોતાની બાઈ સાથે રહેલો તેથી તેને હવે કાંઈ ચેન પડયું નહી, અને પોતાના સ્વદેશમાં આવ્યા પછી આસરે ત્રણ મહીનામાં પોતાની સઘળી દોલત ધરમમાં આપી પોતે ઝુરી ઝુરી મરણ પાંમ્યો. એવી રીતે એક ભલા અને નીમકહલાલ નોકરનું મરણ નીપજીયું. તેના જેવી હીમત અને હુશીઆરી દરએક નોકરે રાખવી જોઈએછે અને તેની નીમકહલાલીની સર્વેએ નકલ કરવી જોઈએછે. જોકે આવી રીતે તેનું મરણ નીપજયું હતું પણ પોતાની ફરજ તેને આ દુનીઆમાં મનમાનતી રીતે બજાવી હતી, અને વલી એ કરતાં દુનીઆમાં આદંમજાતે બીજું શું કરવું જોઈએછે? જેને આ દુનીઆમાં પોતાની ફરજ બજાવી તે ખોદાતાલાના ઉપકારનું કરજ ભર્યું, તેને બીજું શું જોઈએછે.

જુલીઆએ પેહેલાંતો સારી રીતે પોતાના દીવસો મઠમાં કોહાડયા, પણ પાછલથી તે લઠરતી ગઈ. પ્રોટયુસને તે હજુર ઘડીએ ઘડી યાદ કરી વીલાપ કરતી. આવી દલદેસરીમાં તેને એક વરસ કાઢયું, પણ હવે તે બહુજ ઝુરી ઝુરી નબલી પડી ગઈ હતી, અને તેથી તે ગરીબ, નીરદોશ અબલાએ, બીજાં વર્સની સરૂઆતમાંજ પોતાનો પ્યારો, અમુલ્ય અને નેક પ્રાણ તે દાદગરને સ્વાધીન કર્યો. આવી રીતે તે પાક દામાન

પતીવ્ર્તા સદગુણી ઓરતે આ દુનીઆમાં એક ટુક જીંદગી ટુકમાં પણ પોતાની ખરી ફરજ બજાવવામાં કાઢી પોતાને માર્ગે લાગી ગઈ. ઓરતં જાતની પોતાના ખાવંદ તરફની ફરજ તે સારી રીતે સમજતી હતી. ખરા પ્યાર અને સદગુણે તેનામાં વાસો કર્યો હતો. મોટાં ખાનદાનમાં તે જન્મેલી, નેકીમાં રહી અને નેકીમાંજ પોતાના છેલા દીવસો ગુજારી તેને સર્વગવાસ કર્યો.

આવી રીતે પેલા કંમબખ્તના વેહમથી માઠાં પરીનામો નીપજયાં હતાં. જોકે તેના વેંહમની સરૂઆતમાં તેને આવું કાંઈ ધાર્યું હતું નહી પણ એક જરાક સરખા વેહેમ ઉપરથી આગલ વાતે કેવું રૂપ પકડયું અને તેથી પોતેજ કેવો ઘરબાર વગરનો થાઈ એક કંગાલ બંધવા અને દીવાનાની હાલતમાં તે મરણ પાંમ્યો, અને તેથી કેટલા પ્યારા જાનોની ખુવારી થાઈ અને કેટલાં કુટુંબોની ખાનાખરાબી થાઈ. આવા એક નજીવા વીચારથી સરૂં થએલા વેહેમે આગલ જતાં કેવાં પરીનામો નીપજાવ્યાં તે સર્વે એ જોવાનું છે.

---

સમાપ્ત.

---